શ્રી હરિઃ

## જીવનમુક્તિના માર્ગે.

# —: વિષયસૂચિ :—

# અભ્યર્થના

સિદ્ધિપ્રાપ્ત કરવા માટે વપરાતી વસ્તુ કે થતાં કાર્યને 'સાધન' કહી શકાય, એના બે ભેદો છે, ભૌતિક અને અભૌતિક ભૌતિક સાધન જોઈ શકાય છે, એટલે એને આપણે 'વસ્તુ' કહીએ છીએ. અને અભૌતિક સાધન આચરણમાં ઊતારવું પડે છે, એ પ્રત્યક્ષ–વસ્તુરૂપે દેખાતું નથી.

માનવ જીવનનું અંતિમ લક્ષ્ય છે પરમ આનંદની પ્રાપ્તિ અને એ પરમ આનંદ પ્રાપ્ત કરવા માટે પ્રત્યેક જીવો પ્રયત્ન કરતા જ હોય છે, પરન્તુ સાધનના અભાવે એ દિવ્ય–આનંદ એને મળી શકતો નથી. એને બદલે એને શારીરિક સુખનો યત્કિંચત્ અનુભવ થાય છે, એ અલ્પ આનંદ એ દિવ્ય આનંદની છાયામાત્ર હોય છે. છાયા અનિત્ય હોવાથી ટકી શકતી નથી.

કેટલીક વાર સાધન કરનાર સાધક સાંસારિક સુખો મેળવવાની લાલસાથી જ અમુક સાધન કરતો હોય છે, અને એવું અલ્પ સાંસારિક સુખ એને મળી જાય તો એમાં એ રાજી થઈ જાય છે. પરન્તુ એની એ પ્રસન્નતા અમુક સમય બાદ શોકમાં પલટાઈ જાય છે. માટે જ આ પુસ્તકમાં દિવ્ય આનંદ પ્રાપ્ત કરવાનું સાધન બતાવવામાં આવ્યું છે,

અલ્પ સુખ માટે આવાં સાધનની જરૂર નથી, એના માટે કોઈ એક ભક્ત કવિ કહે છેઃ—

"એ ઊજળા બગાની હયાની રગ તપાસી;
માલીક માછલીમાં સોદા પતાવી દે છે!"

નદીમાં એક પગે ઊભા રહીને બગલાઓ ધ્યાનરૂપી સાધન કરતા હોય છે, પરન્તુ એના દિલમાં એ ધ્યાન-સાધનના ફલરૂપે માત્ર માછલાઓની જ ઈચ્છા હોય છે એટલે, સર્વેશ્વર પ્રભુ પણ એ બગલાઓની ઇચ્છા પૂર્ણ કરવા માટે એને માછલી જ આપે છે!

જો એ બગલાઓ નિષ્કામ બનીને ક્ષણવાર ધ્યાન કરે તો! પરન્તુ પ્રત્યેક જીવો માટે એમ બનવું અશક્ય છે, સાધક જો પોતાના સાધનનો વ્યાપાર શરૂ કરે તો પ્રભુ પણ એનો સોદો વ્યાપારી રૂપે જ પતાવી દે છે અર્થાત્ એને શાશ્વત આનંદ ન આપતાં માત્ર એની ઈચ્છાજ પૂર્ણ કરે છે.

આ નાના પુસ્તકમાં લેખક મહોદયે મહાન્ ભક્તોના અનુભવની વાતો લખી છે, "गीता-प्रेस गोरखपुर" તરફથી આ પુસ્તકની 'साधनपथ' નામથી ૭ આવૃત્તિઓ પ્રકાશિત થઈ ચૂકી છે, એ જ એ વાતને પ્રત્યક્ષ કરી બતાવે છે કે આ પુસ્તકની કેટલી ઉપયોગિતા છે.

ભક્તિમાર્ગ કાર્યાલય તરફથી એ "સાધનપથ"નું ગુજરાતી નામ "જીવનમુક્તિના માર્ગો" રાખવામાં આવ્યું છે, અને આ પુસ્તકને સુવાચ્ય બનાવવા માટે મોટા ટાઇપો અને સરસ જાડા કાગળોનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

અમારી અભ્યર્થના છે કેઃ—સાચા સુખ-દિવ્ય આનંદની અભિલાષા રાખનાર સજ્જનો આ પુસ્તકમાં દર્શાવેલા સાધન અનુસાર પ્રયત્ન કરી જૂએ. અમારા ચોક્કસ નિશ્ચય છે કે આ દિશામાં પ્રયત્ન કરનાર મનુષ્યને અવશ્ય પોતાના સાધનમાર્ગમાં વિજય પ્રાપ્ત થઇ શકશે.

ભક્તિમાર્ગ કાર્યાલય
શ્રી ચૈતન્ય જયન્તિ
ફા. શુ. પૂર્ણિમા. ૨૦૦૦

ભક્તિમાર્ગ કાર્યાલય વની
વિનીત નિવેદક
પં. મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી
સાહિત્ય ભૂષણ.

॥ શ્રી પરમાત્મને નમઃ ॥

ભક્તિમાર્ગ કાર્યાલયનાં

# પુસ્તકોનું ટુંકું સુચિપત્ર

(૧) શ્રીમદ્ ભગવદ્‌ગીતા તથા મુક્તિમાર્ગ (૮૦૦ પુષ્ટ દ્વિરંગી ૬૪ ચિત્રો બે રંગમાં છપાઇ તેમજ દેવપૂજામાં મુકવા લાયક સુંદર બોકસ સહિત રૂા. ૬-૦-૦

(૨) શ્રી રામચરિત માનસ તથા ભક્તિમાર્ગ શ્રી ગોસ્વામી તુલસીદાસજી કૃત (સચિત્ર) ચીત્ર સં. ૧૬૦ રૂા. ૫-૦-૦

(૩) તત્ત્વ ચિંતામણી ભાગ ૧ લો (સચિત્ર) રૂા. ૧-૮-૦

(૪) ભગવતી ભકત ચરિત્ર ભા. ૧લો ૦-૧૨-૦

(૫) સુખી થવાનો ઉપાય અથવા સ્ત્રી ધર્મશિક્ષા (સચિત્ર) ૦-૧૨-૦

(૬) સારૂકતાવલી તથા સુકતાવલી (સચિત્ર) ૦-૧૨-૦

(૭) ભકત નારી ૦-૧૦-૦

(૮) ભકત પંચરત્ન (સચિત્ર) ૦-૧૨-૦

(૯) આદર્શ ભકતો ૦-૧૨-૦

૧૦) ઉપનિષદનાં ચૌદ રત્નો (સચિત્ર) ૦-૧૨-૦

૧૧) બાલશિક્ષા ૦-૮-૦

૧૨) ભકતરાજ હનુમાન (સચિત્ર) ૦-૮-૦

૧૩) વર્તમાન શિક્ષણ ૦-૬-૦

૧૪) સંસાર તરવાનો સહેલો ઉપાય તથા શ્રી રામ-સહસ્ત્ર નામ ૦-૫-૦

(૧૫) શ્રીમદ્ ભગવદ્‌ગીતા પ્રથમોધ્યાય ૦-૫-૦

(૧૬) બ્રહ્મચર્ય (સચિત્ર) ૦-૩-૦

(૧૭) ગંગાલહરી ,, ૦-૩-૦

(૧૮) શ્રીવિષ્ણુ સહસ્ત્ર નામ (સચિત્ર) ૦-૩-૦

(૧૯) વિભૂ સાથે વાર્તાલાપ (સચિત્ર) ૦-૩-૦

(૨૦) ગોવિંદ દામોદર સ્તોત્ર (સચિત્ર) ૦-૨-૦

(૨૧) શ્રી નીતિ ધર્મ,, ૦-૨-૦

(૨૨) દૈવમ ગહનમ ગતિ (સચિત્ર) ૦-૨-૦

(૨૩) એક સંતનો અનુભવ (સચિત્ર) ૦-૨-૦

(૨૪) વૈરાગ્ય ,, ૦-૨-૦

(૨૫) તેવીસ પ્રશ્નો તથા તેર આવશ્યક વાતો,, ૦-૨-૦

એજન્ટ. એન. એમ. ઠક્કરની કું. પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ નં. ૨

## શ્રી હરિ:

(૨૬)શ્રી રામચરિત માનસ
ગો.તુલસીદાસજી કૃત ૨-૦-૦

(૨૭)મુક્તિમાર્ગ સચિત્ર ૨-૦-૦

(૨૮)ભક્તિમાર્ગ ,, ૧-૮-૦

(૨૯)શ્રી વિષ્ણુ સહસ્રનામ
તથા શ્રીમદ્ ભગવદ્ગીતા
સચિત્ર ૦-૧૨-૦

(૩૦)ભગવત્ પ્રાપ્તિના વિધ-
વિધ ઉપાય ૦-૩-૦

(૩૧)બ્રહ્માનંદ પ્રસાદ ૦-૩-૦

(૩૨)ભગવાન શું છે? ૦-૩-૦

(૩૩)જીવન સંબંધી પ્રશ્નોત્તર
(સચિત્ર) ૦-૩-૦

(૩૪)તત્ત્વ વિચાર ,, ૦-૩-૦

(૩૫)સાચુ સુખ અને તેની
પ્રાપ્તિના ઉપાયો,,૦-૨-૦

(૩૬)શ્રી પ્રેમ ભક્તિ પ્રકાશ
(સચિત્ર) ૦-૨-૦

(૩૭)ઇશ્વર સાક્ષાત્કાર માટે
નામ જપ સર્વોપરિ
સાધન છે ૦-૨-૦

(૩૮)ધર્મ શું છે અને તેનો
પ્રચાર (સચિત્ર) ૦-૨-૦

(૩૯)વેપાર સુધારવાની જરૂર
તથા વેપારથી મુક્તિ ૦-૨-૦

(૪૦)કર્મનું રહસ્ય સચિત્ર ૦-૨-૦

(૪૧)આપણુ કર્તવ્ય ,,૦-૧-૬

(૪૨)ત્યાગથી ભગવાનની
પ્રાપ્તિ (સચિત્ર) ૦-૧-૬

(૪૩)કલ્યાણ પ્રાપ્તિના ઉપાય
(સચિત્ર) ૦-૧-૬

(૪૪)ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન
અને તેના ઉપાય ૦-૧-૬

(૪૫)કલ્યાણ જલદી કેવી રીતે
થાય? ૦-૧-૬

(૪૬)કલ્યાણનું તત્ત્વ ૦-૧-૦

(૪૭)મનુષ્યનું કર્તવ્ય ૦-૧-૦

(૪૮)શ્રદ્ધા અને સત્સંગની
જરૂર ૦-૧-૦

(૪૯)મનુષ્ય જીવનનો અમુલ્ય
સમય ૦-૧-૦

(૫૦)વેજીટેબલ ઘીથી થતું
નુકશાન તથા આપણું
ધ્યેય અને કર્તવ્ય ૦-૧-૦

(૫૧)અંધેર નથી વારછે ૦-૦-૬

(૫૨) પશુધન ૦-૦-૬

**આ બાવન પુસ્તકો રૂા.૨૫)માં ઘેર બેઠે મોકલી આપવામાં આવશે**

- તા. ક:-દરેક પુસ્તકની કીંમત ઉપરાંત પોસ્ટેજ અથવા વી.પી. ખર્ચ જુદુ મોકલવું. રૂપિયા એકથી ઓછી કીંમતનાં પુસ્તકો વી.પી. થી મોકલાવતા નથી.

શ્રી જ્ઞાનમય ગીતા (શબ્દે શબ્દના અર્થ સહિત) પૃષ્ઠ ૪૬૦ ૧-૮-૦
(શ્રીમદ્ ભગવદ્ ગીતા) ગ્લેઝ કાગળ પાકું પુંઠું ૨-૪-૦
ગુજરાતી ચંડીપાઠ (ચિત્ર ૨૪ ગ્લેઝ કાગળ પાકું પુઠું) ૧-૧૨-૦

વધુ માહિતી માટે સુચીપત્ર મફત મંગાવો.

સોલ એજન્ટ. એન. એમ. ઠક્કરની કું. પ્રીન્સેસ સ્ટ્રીટ મુંબઈ નં. ૨

श्री कृष्ण भगवान




यदा यदा हीं धर्मस्य ग्लानिर्भवति भारत।
अभ्युत्थानम् धर्मस्य तदात्मान सृजाम्यहम॥
परित्राणाय साधुनां विनाशाय च दुष्कृताम।
धर्मसंस्थापनार्थाय सम्भवामि युगेयुगे॥

# જીવન મુક્તિના માર્ગો

## પરમાત્માની પ્રાપ્તિનો માર્ગ

### જીવનનું પરમ ધ્યેય

હરિરેવ પરં બ્રહ્મ હરિરેવ પરા ગતિઃ ।
હરિરેવ પરામુક્તિઃ હરિર્ગેયઃ સનાતનઃ ॥

(ભગવાન્ વ્યાસ)

વિવિધ વિઘ્ન અને મુશ્કેલીઓથી ભરેલા આ જગત્માં જે મનુષ્ય પરમાત્માની પ્રાપ્તિને માટે સાધન કરે છે, તે સ્વાભાવિક રીતે મોટો ભાગ્યશાળી છે. સંસારમાં મોટાભાગના લોકો તો યથાર્થ રીતે ઈશ્વરના અસ્તિત્વનેજ માનતા નથી. જે માને છે, તેમાં મોટાભાગની બુદ્ધિ તમોગુણના અંધકારમય આવરણથી આચ્છાદિત હોવાને લીધે

તે.ભગવાનની પ્રાપ્તિને માટે શુભેચ્છા પણ કરતા નથી. જે ભાગ્યશાળી શ્રવણ આદિના પ્રભાવથી પરમાત્માની પ્રાપ્તિના મહત્વનું કાંઇક જ્ઞાન ધરાવે છે, તેમની વિક્ષિપ્ત બુદ્ધિ પણ ખાસ કરીને વિરોધ કામનાઓથી ખેંચાયેલી હોવાને લીધે તે ભગવાનનું કાંઈક ભજન સ્મરણ કરીને પણ તેના બદલામાં તુચ્છ ભોગોની જ ઇચ્છા કરે છે. તેમનાથી આગળ વધેલા કેટલાક લોકો બુદ્ધિની સાત્ત્વિક-વૃત્તિ અનુસાર સાધનનો આરંભ તો કરે છે, પરન્તુ ઉત્સાહની ન્યૂનતા, લક્ષ્યની અસ્થિરતા અને વિઘ્નોની પીછાનનો અભાવ, તથા વિઘ્ન નાશ કરવાનો ઉપાય ન જાણવાને લીધે છેવટના લક્ષ્યસુધી પહોંચવા પહેલાં જ સાધન છોડી દઈ પથભ્રષ્ટ થઇ જાય છે. તેથી ભગવાને કહ્યું છે—

મનુષ્યાણાં સહસ્રેષુ કશ્ચિદ્ યતતિ સિદ્ધયે ।
યતતામપિ સિદ્ધાનાં કશ્ચિન્માં વેત્તિ તત્ત્વતઃ ॥
( ગીતા ૭ । ૩ )

'હજારો મનુષ્યોમાં કોઈ વિરલા જ મારા માટે (ભગવત્-પ્રાપ્તિને માટે ) યત્ન કરે છે અને તે પ્રયત્ન કરનારામાં પણ કોઇ વિરલાજ—ભગવત્ પરાયણ પુરુષજ મને તત્ત્વથી જાણી શકે છે.'

આમ હોવા છતાં જીવ સ્વાભાવિકરીતે જ પરમાત્માને ચાહે છે. કેમ કે સુખની ઇચ્છા સર્વને છે. અને સર્વ પરિપૂર્ણ, દુઃખરહિત તથા નિત્ય સુખ ચાહે છે. કોઈ પણ એવા સુખનો અભિલાષી નથી, જે અલ્પ, દુઃખમિશ્રિત અને નાશ પામનાર હોય. એમાં કાંઇ શક નથી કે ઘણી વખત મનુષ્ય કોઈ અલ્પ ખાસ સુખને જ પૂર્ણ સુખ માનીને થોડા સમયને માટે તેમાં તૃપ્ત રહેવા ચાહે છે, પણ થોડા જ વખત પછી તેને જ્યારે તે સુખમાં કાંઈ અપૂર્ણતાની ખાત્રી થાય છે ત્યારે તે તેમાં સંતુષ્ટ ન રહેતાં અપૂર્ણતાની પૂર્તિ કરવા માટે આગળ વધે છે. આથી એમ સિદ્ધ થાય છે કે તેને અપૂર્ણ સુખ સદાને માટે સંતુષ્ટ કરી શકતું નથી. તે પૂર્ણસુખ ચાહે છે. પૂર્ણ, નિત્ય, અભાવ રહિત સુખ તે સત્, ત્રિકાળવ્યાપી અને ત્રિકાલાતી પરમાત્માનું સ્વરૂપ છે. આ ન્યાયથી વિવિધ જીવ–નદીઓનો પ્રવાહ ભિન્ન–ભિન્ન પથથી અનેકસુખી થઇને તે એક જ નિત્ય સુખસાગર પરમાત્માની તરફ નિરંતર વહ્યા કરે છે. જીવની આ અનાદિકાળની સુખસ્પૃહા–તેની પરમાત્માના મેળાપની આકાંક્ષાને પ્રગટ કરે છે. જ્યાં સુધી તેને પોતાના અંતિમ લક્ષ્યની પ્રાપ્તિ થતી નથી, ત્યાં સુધી આ પ્રવાહની ગતિનો કદી વિરામ થશે નહિ.

પરન્તુ અજ્ઞાન તિમિરથી ઢંકાએલ હોવાને લીધે સુખના યથાર્થ સ્વરૂપને જીવ પીછાણી શકતો નથી. તેથી તેના માર્ગમાં અનેક પ્રકારનાં વિઘ્ન ઉપસ્થિત થાય છે. તે કોઈ વખત માર્ગ ભૂલી જાય છે, કોઈ વખત અટકી પડે છે, કોઈ વખત ઉલટા ચાલવાની ચેષ્ટા કરે છે, કોઈ વખત હતાશ થઈને બેસી જાય છે અને કોઈ વખત કોઈ ધર્મ-શાળાને જ ઘર માનીને, અલ્પસુખને જ પરમસુખ સમજીને તેમાં ગૂંથાઈ જાય છે. તેટલા માટે એવા જીવ પામર કે વિષયી કહેવાય છે. તેથી ઉલટું જે પોતાના ધ્યેયને સમજીને તેની પ્રાપ્તિને માટે ભારે તત્પરતાથી દૃઢતા પૂર્વક યથા-શક્તિ નિત્ય નિરન્તર પ્રયત્ન કરે છે, તે (મુમુક્ષુ) સાધક કહેવાય છે. આ પ્રમાણે સાધનપથારૂઢ થવાને માટે સર્વથી પહેલાં ધ્યેય નક્કી કરવું, લક્ષ્ય નિશ્ચિત કરવાની ખાસ આવશ્યકતા છે.

## પરમ ધ્યેય શું છે?

મનુષ્યે સર્વથી પહેલાં એ વાતનો નિશ્ચય કરવો જોઈએ. કે મારા જીવનનું પરમ ધ્યેય શું છે? કયા લક્ષ્યની તરફ જીવનને લઈ જવું છે. જ્યાં સુધી એ સ્થિર કરી

લેવામાં આવતું નથી કે મારે ક્યાં જવું છે ત્યાં સુધી રસ્તા કે તેના ખર્ચની ચર્ચા કરવી જેમ નિરર્થક છે, તેમજ જ્યાં સુધી મનુષ્ય પોતાના જીવનનું ધ્યેય નક્કી કરી લેતો નથી કે મારે આ જીવનમાં કયો લાભ કરવાનો છે, ત્યાં સુધી કયા યોગવડે, કયું સાધન કરવું જોઇએ, તે જાણવાની ચેષ્ટા કરવી પણ વ્યર્થ છે. આ સમયમાં વિશેષ પ્રમાણમાં લોકો ઘણું કરીને ઉદ્દેશવિના જ ભટકે છે.—પ્રકૃતિના પ્રવાહમાં અંધ થઇ વહ્યા કરે છે. તેને એ પત્તો નથી, કે હું કોણ છું? જગત્‌માં માનવદેહ ધારણ કરીને કેમ આવેલ છું અને મારે શું કરવાનું છે? કોઇપણ પ્રકારે ધનોપાર્જન કરીને કુટુંબનું ભરણ પોષણ કરવું અને તેને માટે જીવન વીતાવી દેવું સાધારણ રીતે એ જ વિશેષ પ્રમાણના લોકોની જીવનચર્યા છે.

ઉપર કહેલું છે અને જે પ્રત્યેક મનુષ્યનો અનુભવ પણ છે, કે આપણે સુખ ચાહીએ છીએ. હવે વિચાર એ કરવાનો છે કે આપણે જે વસ્તુઓના સંગ્રહ અને સંરક્ષણમાં જીવન વીતાવી રહ્યા છીએ, તે શું વાસ્તવમાં સુખ રૂપ છે? એ તો સહુ કોઇ જાણે છે, કે સંસારની પ્રત્યેક વસ્તુ ક્ષણભંગુર અને નાશવંત છે. જે નાશવંત છે, તે

અનિત્ય છે, અને જે અનિત્ય છે, તેનો એક દિવસ અવશ્ય વિયોગ થવાનો જ છે. જે વસ્તુની પ્રાપ્તિ અને ઉપભોગમાં સુખ થાય છે, તેના વિયોગમાં દુઃખ જરૂર થશે. તેથી સંસારની પ્રત્યેક વસ્તુ વિયોગશીલ હોવાને લીધે દુઃખદાયી છે. પુત્રના જન્મ વખતે વધાઈ વહેંચવામાં આવે છે, ભારે આનંદ થાય છે, બાળકને ઘરમાં રમતાં જોઇને ચિત્ત-કુસુમની કળીઓ ખીલી નીકળે છે. પરન્તુ એક દિવસ એવો અવશ્ય આવે છે, જે દિવસે કાં તો તે આપણને છોડીને ચાલ્યો જાય છે, અથવા તેને છોડીને આપણે પરવશ પરલોકમાં સીધાવવું પડે છે. પોતાની માનેલી પ્રિય વસ્તુનો વિયોગ થાય છે ત્યારે જે દુઃખ થાય છે, તેનો અનુભવ ઘણે ભાગે આપણુ સર્વને છે. તેટલા માટે આ પુત્રવિયોગમાં આપણને તેટલુંજ બલકે તેથી પણ વિશેષ દુઃખ થાય છે, જેટલું સુખ તેનો જન્મ થવા વખતે અને પછી તેને આંગણામાં રમતો જોઈને થયું હતું. એ જ ન્યાય સ્ત્રી–સ્વામી, માતા–પિતા, ગુરુ–શિષ્ય, માન–કીર્તિ અને શરીર–સ્વર્ગ આદિ સર્વમાં લાગુ પડે છે. મતલબ કે અનિત્ય વસ્તુમાં કેવળ અને પૂર્ણ સુખ કદાપિ મળતું નથી. તેનો અંત તો દુઃખમય હોય છે. વિચાર કરવાથી અનિત્ય વસ્તુનું સુખ ભોગકાળમાં પણ દુઃખથી વીંટા-

એવું જણાય છે.

આ લોક અને પરલોકના સર્વ ભોગપદાર્થ અનિત્ય છે. પરન્તુ તે અનિત્યની પાછળ અધિષ્ઠાન રૂપથી જે એક સત્ય છૂપાએલ છે, જે સદા એક રસ અને અવ્યયછે તે જ નિત્ય વસ્તુ છે. તેના સંબંધમાં ગીતા કહે છે—

ન જાયતે મ્રિયતે વા કદાચિન્-
નાયં ભૂત્વા ભવિતા વા ન ભૂયઃ ।
અજો નિત્યઃ શાશ્વતોયં પુરાણો
ન હન્યતે હન્યમાને શરીરે ॥

(૨ । ૨૦)

'જે કોઈ કામમાં જન્મતો નથી, મરતો નથી, થઈને પાછો થનારો નથી તે તો અજન્મા, નિત્ય, સનાતન, અને પુરાતન છે. શરીરના નાશથી તેનો નાશ થતો નથી.' એવા તે પરમપદાર્થ કેવળ પરમાત્મા છે. એ પરમાત્માના એકત્વમાં પોતાની કલ્પિત ભિન્ન સત્તાને સર્વદા વિલીન કરી દેવી—કેવળ તે એક પરમાત્માનું જ શેષ રહી જવું, એ જ ભગવત્ પ્રાપ્તિ છે. અને એ જ આપણા જીવનનું પરમ ધ્યેય છે. ઉપર કહ્યા પ્રમાણે નિત્ય—

અનિત્ય વસ્તુના વિચારથીજ આ ધ્યેય નક્કી કરી શકાય છે. આ ધ્યેય તરફ સદા લાગી રહેવા માટે સર્વથી પ્રથમ સાધન છે.

### વરાગ્ય

આ લોક અને પરલોકના સમસ્ત જોયેલા, સાંભળેલા કે નહિ જોયેલા, નાહ સાંભળેલા પદાર્થથી સર્વથા તૃષ્ણા રહિત થઈ જવું. તે વૈરાગ્ય કહેવાય છે. જ્યાં સુધી વિષયોમાં પ્રીતિ રહે છે, ત્યાં સુધી પરમાત્માની પ્રાપ્તિના અંતિમ ધ્યેયપર મનુષ્ય દ્દઢતાથી સ્થિર રહી શકતો નથી. વિષયાનુરાગની નિવૃત્તિ વિષય–વિરાગથી થાય છે.. વિષયોમાં ચિત્તનો અનુરાગ ખાસ કરીને ચાર કારણોથી થયા કરે છે. (૧) વિષયોના અસ્તિત્વનો બોધ, (૨) વિષયોમાં રમણીયતાનો બોધ (૩) વિષયોમાં સુખ–બોધ (૪) વિષયોમાં પ્રેમનો બોધ.

વિવેક વડે આ ચારેયને અટકાવી દેવાથી વૈરાગ્યની પ્રાપ્તિ થાય છે. તેટલા માટે નિત્ય–અનિત્ય વસ્તુ–વિવેકની આવશ્યકતા પ્રથમ રહે છે. વિવેકથી વૈરાગ્ય જાગ્રત થાય છે અને વૈરાગ્યથી વિવેક સ્થિર અને પરિ-

માર્જિત થાય છે. આ બન્ને અન્યોન્ય આશ્રિત સાધન છે. ઉપર કહેલાં ચારે કારણોમાં પહેલાંને ઘણું કરીને સર્વની પછીથી અટકાવી શકાય છે. કારણ કે આ કારણ જ બીજા ત્રણેનો મૂળ આધાર છે. જગતનું અસ્તિત્વજ બુદ્ધિથી જતું રહે તો પછી તેમાં રમણીયતા, સુખ, અને પ્રેમનો તો કાંઈ પ્રશ્ન જ રહેતો નથી. પરન્તુ એમ થવું ઘણું કઠણ છે, તેથી સાધકે ક્રમપ્રમાણે પાછળનાં ત્રણેની અટકાયત કરીને પછી પહેલાનો નાશ કરવો પડે છે.

### વિષયોમાં રમણીયતા નથી.

વિષયોની તરફ ચિત્તવૃત્તિઓને આકર્ષિત થવામાં સર્વથી પહેલું કારણ તેમાં રમણીયતાનો બોધ છે. વિષયોમાં રમણીયતાનો ભાસ બુદ્ધિના ફેરફારથી જ થાય છે. બુદ્ધિના ફેરફારમાં અજ્ઞાનથી ઉત્પન્ન થયેલ અવિદ્યા મુખ્ય કારણ છે, આ અવિદ્યાથી જ આપણને અસુંદરમાં સુંદર–બુદ્ધિ, અનિત્યમાં નિત્ય–બુદ્ધિ, દુઃખમાં સુખ–બુદ્ધિ, અપવિત્રમાં પવિત્રબુદ્ધિ, પ્રેમહીનમાં પ્રેમ–બુદ્ધિ, અને અસત્‌માં સત્–બુદ્ધિ થઇ રહેલ છે. ઘુવડની પેઠે રાતમાં દિન અને દિનમાં રાત આ અવિદ્યાથી જ દેખાય છે. તેથી આપણને હાડચામડીથી મઢેલા શરીર અને તેની સાથે સંબંધ ધરાવતા

તુચ્છ પદાર્થોમાં રમણીય બુદ્ધિ થઈ રહેલ છે. મનુષ્ય જે વિષયનું નિરંતર ચિંતન કરે છે, તેમાં તેની તદ્રૂપ–બુદ્ધિ થઇ જાય છે. આ તદ્રૂપતા જ રમણીયતાના રૂપમાં પરિવર્તન પામીને આપણા મનને આકર્ષિત કરતી રહે છે. હવે વિચારવું જોઇએ કે વિષયોમાં વાસ્તવિક રમણીયતા છે કે નહિ અને જો નથી તો રમણીયતા કેમ ભાસે છે?

વિચાર કરવામાં આવે, તો વાસ્તવમાં વિષયોમાં રમણીયતા બીલકુલ નથી. જે શરીર આપણને સર્વથી સુંદર લાગે છે, તેમાં શું છે? તે કયા પદાર્થનું બનેલું છે? હાડકાં, માંસ, લોહી, ચામડી, મજ્જા, મેદ, કફ, વિષ્ટા અને મૂત્ર આદિ પદાર્થોથી ભરેલા આ શરીરમાં કઈ વસ્તુ રમણીય અને આકર્ષક છે? અલગ–અલગ જોવાથી સર્વ વસ્તુઓ તિરસ્કારને પાત્ર લાગે છે. એ જ હાલત બીજી સર્વ વસ્તુઓની છે, વાસ્તવમાં રમણીયતા કોઈ પણ વસ્તુમાં નથી તે માત્ર કલ્પનામાં જ રહે છે. કલ્પના જ રૂઢિ બનીને તે પ્રમાણે ધારણા કરાવવામાં મુખ્ય કારણરૂપ બને છે.

જેમ ઉજળો વર્ણ આપણને પોતા તરફ આકર્ષિત કરે છે, તેમ સીદી લોકોને કાળો વર્ણ જ સુંદર જણાય છે. ચીનમાં થોડા સમય પહેલાં સ્ત્રીઓના ટૂંકા પગમાં લોકોની

રમણીય-બુદ્ધિ હતી. દીકરીઓને બાળપણથી જ લોઢાના કે લાકડાના જોડા પહેરાવી દેવામાં આવતા, જેથી તેના પગ વધવા પામતા નહિ. જો કે તેમાં તેને ચાલવામાં ભારે મુશ્કેલી થતી હતી પરન્તુ તેમાં રમણીય-બુદ્ધિ હોવાથી તેઓ પ્રસન્નતા પૂર્વક એ પ્રમાણે કરતા હતા. રજપૂતસ્થાનની મારવાડી સ્ત્રીઓ બેડોળ ઘરેણાં-કપડાંમા ભારે ભારે બોજાનું કષ્ટ સહન કરવા છતાં તેને પહેરીને પોતાને સુંદર સમજે છે. પણ ગુજરાતની સાદો પોષાક ધારણ કરનારી સ્ત્રીઓ તેને જોઈને હસે છે. તે જ પ્રમાણે ઉલટી મનોવૃત્તિથી મારવાડી બહેનો ગુજરાતી બહેનોનો વેષ-ભૂષણ જોઈને પણ હસે છે. આથી એમ સિદ્ધ થાય છે કે રમણીયતા કોઈ વિષયમાં નથી, તે માત્ર આપણા મનની કલ્પના જ છે. આપણે જ આપણી રુચિ પ્રમાણે વિષયોમાં સુંદરતાની કલ્પના કરી લીધી છે.

## વિષયોમાં સુખ નથી

એમ કહી શકાય કે માની લીધું. વિષયોમાં રમણીયતા નથી. પરન્તુ તેના ભોગમાં સુખ તો છે. તેનો ઉત્તર એ છે કે વિષય ભોગોમાં વાસ્તવિક સુખ નથી. આપણા ઘરમાં લગાડેલા કાચના ગ્લોબમાં વિજળી નથી તે તો સીધી

પાવર હાઉસથી આવે છે. તેનું ઉત્પત્તિ સ્થાન તે છે. તેજ પ્રમાણે સુખ પણ સુખના પરમ ઉદ્ભવસ્થાન આનંદરૂપ આત્માથી જ આવે છે. વિષયમાં સુખ હોત તો ભોગ ઉપરાંત પણ તેમાં સુખની પ્રતીતિ થવી જોઇએ. પણ તેમ થતું નથી. ભાંરે ભૂખ લાગી હોય ત્યારે ટાઢો સૂકો રોટલો પણ પરમ સ્વાદિષ્ટ લાગે છે. સુંદર મિષ્ટાન્ન મળી ગયું, ખબ પેટભરીને ખાધું. હવે જરા પણ વિશેષ ખાઈ શકવાની રુચી રહી નથી, પેટ ફૂલવાની તૈયારી છે. તે વખતે જો કોઈ તે મિષ્ટાન્ન ખાવાને માટે આપણી ઈચ્છા વિરુદ્ધ જોરથી આગ્રહ કરે છે, તો આપણને તેનાપર ગુસ્સો આવી જાય છે. તેજ મિષ્ટાન્ન જે થોડા વખત પહેલાં સુખની સામગ્રીરૂપ હતું, તે જ અત્યારે દુ:ખરૂપ જણાય છે તેથી ખાત્રી થાય છે કે મિષ્ટાન્નમાં સુખ નથી. આપણને ભૂખ લાગી હતી, ભોજનરૂપી વિષયની ભારે ઈચ્છા હતી. જયારે તે વિષય મળ્યો, ત્યારે થોડા વખતને માટે–ફરી ભૂખ ન લાગે ત્યાં સુધી ચિત્ત સ્થિર થયું, આ સ્થિરચિત્તરૂપ દર્પણ ઉપર સુખસ્વરૂપ આત્માની ઝલકતું પ્રતિબિંબ પડયું. સુખનો ભાસ થયો. આપણે ભ્રમથી માની લીધું કે આ સુખ મને વિષયથી મળ્યું છે.

આ સિવાય એક વાત એ પણ વિચારવા યોગ્ય છે કે, જો વિષય સુખરૂપ છે તો એક જ વિષય ભિન્ન ભિન્ન પ્રકૃતિના મનુષ્યોમાં કોઈને સુખરૂપ અને કોઇને દુઃખરૂપ કેમ ભાસે છે ? એક રાજાએ કોઇ શત્રુરાજ્યપર વિજય મેળવ્યો. તેથી તેના પ્રેમીઓને સુખ અને વિરોધીઓને દુઃખ થાય છે. વિષય એક જ હોવા છતાં સુખ–દુઃખના બોધમાં ફેર પડે છે. એજ વિષયસુખનું સ્વરૂપ છે. આથી એમ સિદ્ધ થાય છે, કે આપણે ભ્રમથી વિષયોમાં સુખની કલ્પના કરી રાખી છે વાસ્તવમાં મારીચિની માયાની પેઠે એમાં સુખ છે જ નહિ. આ પ્રકારના વિચારોથી સુખનો બાધ થઇ જાય છે. હવે રહ્યો વિષય પ્રેમ.

### વિષયોમાં પ્રેમ નથી

આપણે કહી શકીએ કે પુત્ર–કલત્ર–મિત્ર વગેરેમાં રમણીયતા અને સુખ તો નથી, પરન્તુ પ્રેમ તો પ્રત્યક્ષ જોવામાં આવે છે. એ ઉપર પણ વિચાર કરવાથી જણાય છે, કે વિષયોમાં વાસ્તવમાં પ્રેમ પણ નથી. સ્વાર્થજ પ્રેમના રૂપમાં પ્રકાશિત થઈ રહેલ છે. ગુરુ નાનકે કેવું સુંદર કહ્યું છે—

જગતમેં ઝૂઠી દેખી પ્રીત ।

અપને હી સુખસોં સબ લાગે ક્યા દારા ક્યા મીત ॥ જગતમેં૦
મેરે મેરે સભી કહત હૈં, હિતસોં બાંધ્યો ચીત ।
અંતકાલ સંગી નહિ કોઉ, યહ અચરજકી રીત ॥ જગતમેં૦
મન મૂરખ અજહૂં નહિં સમુઝત, સિખ દૈ હાર્યો નીત ।
'નાનક' ભવજળ પાર પરૈ, જો ગાવે પ્રભુકે ગીત ॥ જગતમેં૦

માની લઈએ કે ઘરમાં આગ લાગી છે, ઘરેણાં-કપડાં-નોટો-ગીનીઓ અને સ્ત્રી-પુત્ર વગેરે સહિત આપણે ઘરમાં સૂતા છીએ. એટલામાં આંખ ખુલી, અગ્નિની જ્વાળા જોતાં જ ગભરાઈને પોતાનો બચાવ કરીને આપણે ઘરેણાં-કપડાં, રૂપીયા-ગીની એકઠાં કરવા દોડયા. તેમજ સ્ત્રીપુત્ર વગેરેને બચાવવા માટે બૂમેબૂમ પાડવા લાગ્યા. આગ વધી અને આપણી નજીક આવી પહોંચી. ગભરાઈ સર્વે કાંઈ ત્યાં જ પડતું. મૂકીને બહાર નીકળી ગયા. વહાલાં સ્ત્રી-પુત્રાદિ અંદર રહી ગયાં. બહાર નીકળીને પોતાની જાત બચાવીને તેમને બહાર કાઢવા માટે બૂમો પાડવા લાગ્યા પણ અંદર જતા નથી. જો તેમાં યથાર્થ પ્રેમ હોત, તો શું તેમને બચાવવાને માટે પોતાના પ્રાણોની આહુતિ ન આપી હોત ! આથી સિદ્ધ થાય છે કે મારો તેઓની સાથે વાસ્તવિક પ્રેમ નહિ પણ સ્વાર્થ-

નો જ સંબંધ છે. જ્યાં સુધી સ્વાર્થમાં હરકત આવતી નથી, ત્યાં સુધી પ્રેમનો વર્તાવ રહે છે. કહ્યું છે—

જગતમેં સ્વારથકા સબ મીત ।
જબલગી જાસોં રહત સ્વાર્થ કછુ તબલગી તાસોં પ્રીત ॥
જગતમેં૦

સ્વાર્થમાં હરકત આવતાં જ બનાવટી પ્રેમનો કાચા સુતરનો તાંતણો તત્કાલ જ તૂટી જાય છે. આપણે સ્ત્રી–પુત્ર–ધનાદિના વિયોગમાં રડીએ છીએ, તે પોતાના સ્વાર્થમાં હરકત પહોંચતી જોઈને જ રડીએ છીએ. અહીં સવાલ ઉઠે છે કે ત્યારે જે લોક દેશને માટે પ્રાણાર્પણ કરે છે, તેનામાં તો વાસ્તવિક પ્રેમ ખરો કે નહિં ? જરૂર, તેના પ્રેમનો વિકાસ થયેલો છે. તેવા લોકો આ ક્ષુદ્ર સ્વાર્થી મનુષ્યો કરતાં બહુ જ ઉચ્ચ શ્રેણીના છે. તો પણ તેમની પણ આ ચેષ્ટા વાસ્તવમાં આત્મસુખને માટે જ છે. આથી એમ નહિ માની લેવું કે એવી ચેષ્ટા કોઇએ કરવી નહિ. આ પ્રકારની ચેષ્ટા તો જરૂર કરવી જોઈએ. પરન્તુ એ યાદ રાખવું જોઈએ કે આ ચેષ્ટાઓ થવામાં પણ કારણ તો વૈરાગ્ય જ છે. પોતાના શરીર સંબંધી ક્ષુદ્રસ્વાર્થોથી વિરાગ ન હોય, તો પ્રેમના આટલા વિકાસનો

કદીપણ સંભવ ન હતો. આ સર્વ હોવા છતાં તે લોકોનો કુટુંબ, જાતિ કે દેશની સાથે યથાર્થ પ્રેમ સિદ્ધ થતો નથી. આ લોકનાં કે પરલોકનાં સુખ, કીર્તિ કે માનમોટાઈના આત્મસુખની અભિલાષા જ ઘણે ભાગે તેનો મુખ્ય હેતુ હોય છે. વાસ્તવમાં આપણે આપણા માટે જ બધાની સાથે પ્રેમ કરીએ છીએ.

આપણે આપણા શરીરની સાથે પણ આપણા જ સુખને માટે પ્રેમ રાખીએ છીએ. જ્યાં શરીરથી સુખમાં હરકત પહોંચવાનું જણાય છે, ત્યાં તેને પણ છોડી દેવા ઈચ્છા કરીએ છીએ. અત્યંત દુઃખ આપનાર રોગથી પીડિત થવાથી કે અપમાનિત થતાં શરીરના નાશની ઈચ્છા કે ચેષ્ટા કરવી એ આ વાતને સિદ્ધ કરે છે, કે મારો શરીરથી પ્રેમ નથી. પ્રેમ તો પ્રેમની વસ્તુમાં જ હોય છે. પ્રેમની વસ્તુ એક માત્ર આત્મા જ છે. જગતની સાથે પણ એ જ અવસ્થામાં સાચો પ્રેમ થઈ શકે છે, કે જ્યારે આપણે જગતને આપણો આત્મા માની લઈએ છીએ. તેટલામાટે બૃહદારણ્યક શ્રુતિમાં કહ્યું છે—

' ન વા અરે જયાયૈ કામાય જાયા પ્રિયા ભવત્યાત્મનસ્તુ કામાય જાયા પ્રિયા ભવતિ। ન વા અરે પુત્રાણાં

કામાય પુત્રાઃ પ્રિયા ભવન્ત્યાત્મનસ્તુ કામાય પુત્રાઃ પ્રિયાં ભવન્તિ '। ઇત્યાદિ ।

આ જ ભાવ આપણા તરફ પણ બીજા સર્વેનો સમજવો જોઇએ. આ પ્રકારના વિચારોથી વિષય–પ્રેમનો બાધ કરવા પછી હવે એક વાત શેષ રહે છે–વિષયોની સત્તાનો બાધ—

### વિષયોની સત્તાનો બાધ

માની લેવામાં આવે કે વિષયોમાં રમણીયતા, સુખ અને પ્રેમ નથી. પરન્તુ વિષયોની સત્તા તો માનવી જ પડશે. સત્તા ન હોય, તો જેવું સૂંઘવું, સ્પર્શ કરવો બોલવું સાંભળવું વગેરે સર્વ ક્રિયાઓ પ્રત્યક્ષ કેમ કરીને થઇ શકે ? એ ઉપર એમ કહી શકાય છે કે જ્યારે રજ્જુમાં સાપ દેખાય છે, તે વખતે શું એ કલ્પિત સાપમાં સત્ય સર્પ–બુદ્ધિ નથી થતી? શું તે વખતે તે રજ્જુ જ ભાસે છે. જો રજ્જુ જ પ્રતીત થાય છે, તો તેનાથી ડરવા કે કંપવાનું કાંઇ કારણ નથી. ગોસાઇજી મહારાજે આ વિષયને એક પદમાં બહુ સરસ રીતે સમજાવેલ છે—

હે હરિ ! યહ ભ્રમકી અધિકાઈ ।
દેખત, સુનત, કહત, સમુઝત સંસય–સંદેહ ન જાઈ ॥

જો જગ મૃષા તાપ–ત્રય અનુભવ હોઇ કહહુ કેહિ લેખે ।
કહિ ન જાઇ મૃગ–વારી સત્ય, ભમતેં દુઃખ હોઇ વિસેખે ॥
સુભગ સેજ સોવત સપને, બારિધિ બૂડત ભય લાગૈ ।
કોટિહુ નાવ ન પાર પાવ સો, જબલગી આપુ ન જાગૈ ॥
અનવિચાર રમનીય સદા સંસાર ભયંકર ભારી ।
સમ સંતોષ–દયા–વિવેકતે વ્યવહારી સુખકારી ॥
'તુલસીદાસ' સબ વિધિ પ્રપંચ જગ જદપિ ઝૂઠ શ્રુતિ ગાવૈ ।
રઘુપતિ--ભગતિ સંત--સંગતિ બિનુ, કો ભવ ત્રાસ નસાવૈ ।

સ્વપ્નમાં સમુદ્રમાં ડબતો માણસ જ્યાં સુધી પોતે જાગી જતો નથી ત્યાં સુધી બહારની કરોડો નાવો વડે પણ તે ડૂબવાથી બચી શકતો નથી. જો કે પલંગપર સૂતેલાની પાસે સમુદ્ર નથી પરન્તુ સ્વપ્ન કાળમાં તો તેને તે સર્વથા સત્ય જ પ્રતીત થાય છે. તે જ પ્રમાણે આ સંસાર સત્તારહિત હોવા છતાં અવિદ્યાથી સત્ ભાસે છે.

ભરમ પરા તિહું લોકમેં, ભરમ બસા સબ ઠાંવ ।
કહૈ કબીર પુકારિકે, બસે ભરમકે ગાંવ ॥

આ વિચારોથી સત્તાનો બાધ કરવો પડે છે. પરન્તુ જગત્‌ની સત્તાનો બાધ કરવાનું કહેવામાં જેટલું સુગમ છે, એટલુંજ કરવામાં કઠિન છે. ભારે સાધનાનું એ પરિ-

ણામ આવે છે. તેને માટે બહુ ભારે વિવેકની આવશ્યકતા છે. જ્યાં સુધી તે ન હોય, ત્યાં સુધી વિષયોમાં રમણીયતા, સુખ અને પ્રેમ--બોધનો બાધ કરતા રહેવું જોઈએ. એ જ વૈરાગ્ય છે.

### વૈરાગ્ય વિના પરમાર્થ નથી

જે લોકો વૈરાગ્ય વિના પરમાર્થ—વસ્તુની પ્રાપ્તિ કરવા ચાહે છે, તે સમજો કે આકાશમાં નિરાધાર દિવાલ ઉઠાવવાનો વ્યર્થ પ્રયાસ કરે છે. તેથી વૈરાગ્યની ભાવના સદાય સાધકે જાગ્રત રાખવી જોઈએ. વિચારવું જોઈએ કે જગત્‌નો કોઇપણ પદાર્થ નિત્ય નથી.ધન—વૈભવ, વિદ્યા–બુદ્ધિ, તેજ—પ્રભાવ, ગુણ ગૌરવ બળ—રૂપ, યૌવન—શ્રી વગેરે સર્વ વસ્તુઓ મૃત્યુની સાથે જ આપણા માટે ધૂળમાં મળી જાય છે. આજ હું પોતાના ધન આગળ જગત્‌ના લોકો—પોતાના જ ભાઈઓને તુચ્છ સમજુ છું. ઉંચી જાતિ કે વિદ્યાને લીધે બીજાઓને તુચ્છ માનુંછું. નેતૃત્વમાં પોતાનો કોઇ પ્રતિસ્પર્ધી નથી. વ્યાખ્યાનો અને લેખોથી લોકોને નવાઈ પમાડી દઉં છું.· નીતિ અને ચતુરાઈમાં મોટા મોટા રાજનીતિજ્ઞો કરતાં પણ પોતાને મોટો માનું છું. દાનમાં કર્ણની સમાનતાનો ફાંકો રાખું છું બળમાં

ભીમ કહેવડાવવા ચાહું છું. કીર્તિમાં પોતાની બરાબરીમાં કોઇને પણ જોવા ચાહતો નથી. શરીર મન–બુદ્ધિ ઉપર ભારે અભિમાન છે પણ એ ખ્યાલ કરતો નથી કે આ કાચા ઘડાને ફૂટતાં લેશ માત્ર પણ વાર નહિ લાગે. જ્યાં આ શરીરનો ઘડો ફૂટયો કે સર્વ ખેલ ખતમ થઈ ગયા. પછી આ દેહની એ દશા થાય છે—

જારે દેહ ભસ્મ હ્વૈ જાઈ ગાડે માટી ખાઇ ।
કાચે કૂંભ ઉદક જ્યોં ભરિયા, તનકી યહી બડાઈ ॥

—કબીર

પાણીના પરપોટા થયા અને મટી ગયા એ જ આ શરીરની સ્થિતિ છે–

પાની કેરા બુદબુદા, અસ માનુસકી જાતિ ।
દેખત હી છિપ જાયગા, જ્યોં તારા પરભાત

—કબીર

તેટલામાટે કબીરજીએ ચેતવણી આપતાં કહ્યું છે–

કબીર નોબત આપની, દિન દસ લેહુ બજાય ।
યહ પુરપટ્ટન યહ ગલી, બહુરિ ન દેખો આય ॥
સાતોં નોબત બાજતી, હોત છતીસોં રાગ ।
સો મંદિર ખાલી પડે, બૈઠન લાગે કાગ ॥

આજ કાલકે બીચમેં, જંગલ હોગા બાસ ।
ઉપર ઉપર હલ ફિરૈં, ઢોર ચરેંગે ઘાસ ॥
હાડ જલૈ જ્યોં લાકડી, કેસ જલૈ જ્યોં ઘાસ ।
સબ જગ જલતા દેખકર, ભયે કબીર ઉદાસ ॥
ઝઠે સુખકો સુખ કહેં માનત હૈં મન મોદ ।
જગત ચબેના કાલકા, કછુ મુખમહં કછુ ગોદ ॥
હાંકે પરબત ફાટતે, સમંદર ઘૂંટ ભરાય ।
તે મુનિવર ધરતી ગલે, કયા કોઈ ગરબ કરાય ॥
માલી આવત દેખિકે, કલિયાં કરૈં પુકાર ।
ફૂલી ફૂલી ચુનિ લઈ, કાલિ હમારી બાર ॥
માટી કહે કુમ્હાર તે, તૂ કયોં રુંધે મોહિં ।
એક દિન ઐસા હોયગા, મૈં રુંધોંગી તોહિં ॥
મરહિંગે મરિ જાયંગે, કોઈ ન લેગા નામ ।
ઉજ્જડ જાય બસાયંગે, છાંડ બસંતા ગામ ॥
આસપાસ યોધા ખડે, સબી બજાવેં ગાલ ।
માંઝ મહલસે લે ચલા, ઐસા કાલ કરાલ ॥

જીવનની આ દશા છે. તેટલા માટે ચાર દિનની ચાંદની પર નાચવું છોડી દઈ વિષયોથી મન હટાવી લેવું જોઇએ. કબીરજીનું એક બીજું પણ ભજન યાદ રાખજો—

હમકાં ઓઢાવૈ ચદરિયા, ચલતી બિરિયાં ॥
પ્રાન રામ જબ નિકસન લાગે,
ઉલટ ગઇ દોઉ નૈન પુતરિયા ॥
ભીતરસે બહાર જબ લાવૈ,
છૂટિ ગઇ સબ મહલ અટરિયા ॥
ચારિ જને મિલિ ખાટ ઉઠાઇન
રોવત લૈ ચલે ડગર–ડગરિયા ॥
કહત કબીર સુનો ભાઈ સાધો,
સંગ ચલી વહ સૂખી લકરિયા ॥

વિષયોમાં વૈરાગ્ય થયા વિના ઈશ્વરમાં અનુરાગ થઇ શકતો નથી. ઈશ્વરમાં અનુરાગ થયા વિના આનંદની પ્રાપ્તિ થવી અસંભવ છે. અનિત્ય પરિવર્તનશીલ અને ક્ષણભંગુર વિષયોમાં આનંદનો કોઈ સંભવ નથી.

**બહારના ત્યાગનું નામ વિષય ત્યાગ નથી.**

ઉપરના વિવેચન અનુસાર મનુષ્યે વિષયોનો પરિત્યાગ કરવા સદા સચેત રહેવું જોઇએ. જરૂર કેવળ ઘર–બાર, માતા–પિતા, સ્ત્રી–પુત્રાદિને તજીને જંગલમાં ચાલ્યા જવાનું નામ વિષયત્યાગ નથી. વિષયાસક્તિનો ત્યાગ જ

વાસ્તવિક વિષયત્યાગ છે. જ્યાં સુધી આસક્તિ છે, ત્યાં સુધી ઘરબાર વગેરે તજી દેવાથી કાંઇ ખાસ લાભ થતો નથી. આસક્તિ અવિદ્યાથી ઉત્પન્ન થયેલ મોહથી થાય છે. જ્યાં સુધી બુદ્ધિ મોહથી ઢંકાએલી છે ત્યાં સુધી વિષયોમાં વાસ્તવિક વૈરાગ્ય થઈ શકતો નથી. તેટલા માટે ભગવાને કહ્યું છે—

> યદા તે મોહ કલિલં બુદ્ધિર્વ્યતિતરિષ્યતિ ।
> તદા ગંતાસિ નિર્વેદં શ્રોતવ્યસ્ય શ્રુતસ્ય ચ ॥
> (ગીતા ૨ । ૫૨)

હે અર્જુન ! જ્યારે તારી બુદ્ધિ મોહરૂપી કીચડથી નીકળી જશે, ત્યારે તું સાંભળેલા અને હવે પછીથી સાંભળવામાં આવનારા સર્વ વિષયોથી વૈરાગ્યને પામીશ. આ મોહને હઠાવવાનો જ પ્રયત્ન કરવો જોઈએ. જ્યાં સુધી મનથી વિષયો તરફની પ્રીતિ દૂર થતી નથી ત્યાં સુધી કેવળ બહારના ત્યાગથી મનનો આ મોહ કદી દૂર થતો નથી

> દાઢી મૂંછ મુંડાઇકે, હુઆ જુ ઘોટમઘોટ ।
> મનકો ક્યોં મૂંડા નહીં જામેં ભરિયા ખોટ ॥

તેથી–

તસ્માત્તત્સાધનં નિત્યમાચેષ્ટવ્યં મુમુક્ષુભિઃ ।
યતો માયાવિલાસાદ્વૈ નિર્વૃતં પરમશ્નુતે ॥

મુમુક્ષુ પુરુષે મનનો મોહ દૂર કરનારા આ યથાર્થ વૈરાગ્ય સાધનનો નિત્ય અભ્યાસ કરવો જોઇએ, જેથી માયાનો કાર્યરૂપ આ નાશવંત જગતથી સહજ જ છૂટકારો મળી શકે.



# એક લાલસા

જીવનનું પરમ ધ્યેય સ્થિર થઈ ગયા પછી જ્યારે તેના વિના અન્ય સર્વ લૌકિક—પારલૌકિક પદાર્થો તરફ વૈરાગ્ય થઈ જાય છે ત્યારે સાધકના હૃદયમાં કાંઈક દૈવી ભાવોનો વિકાસ થાય છે. તેનું અંતઃકરણ શુદ્ધ સાત્વિક બનતું જાય છે, ઇંદ્રિયો વશમાં થઈ જાય છે. મન વિષયોથી હટી જઈ પરમાત્મામાં એકાગ્ર થાય છે. સુખ—દુઃખ, શીત—ઉષ્ણનું સહન સહજમાં થઇ જાય છે, સંસારના કાર્યો તરફ અણગમો થવા લાગે છે. પરમાત્મા અને તેની પ્રાપ્તિનાં સાધનોમાં તથા સંત—શાસ્ત્રોની વાણીમાં પરમ-શ્રદ્ધા થઇ જાય છે. પરમાત્મા સિવાય બીજા કોઈ પદાર્થથી મારી તૃપ્તિ થશે, કે મને પરમસુખ મળશે, એ શંકા સર્વથા મટી જઈ ચિત્તનું સમાધાન થઇ જાય છે. પછી તેને એક પરમાત્મા સિવાય અન્ય કાંઈ પણ સારૂં લાગતું નથી.

તેની બધી ક્રિયાઓ કેવળ પરમાત્માની પ્રાપ્તિને માટે જ થાય છે. તે બધું છોડી દઈ એક પરમાત્માને જ ચાહે છે. એનું જ નામ મુમુક્ષા કે શુભેચ્છા છે. મુમુક્ષા તો તેની પહેલાં પણ જાગ્રત થઈ શકે છે. પરન્તુ તે ઘણું કરીને અત્યંત તીવ્ર હોતી નથી. ધ્યેયનો નિશ્ચય, વૈરાગ્ય, સાત્ત્વિક સંપત્તિ આદિની પ્રાપ્તિ પછી જે મુમુક્ષુત્વ થાય છે તે અત્યંત તીવ્ર થયા કરે છે ભગવાન શ્રી શંકરાચાર્યે મુમુક્ષુત્વના તીવ્ર, મધ્યમ, મંદ અને અતિમંદ—એ ચાર ભેદ બતાવેલ છે. આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક ભેદથી ત્રિવિધ ×હોવા છતાં પ્રકારભેદથી અનેકરૂપ દુઃખોવડે સર્વદા પીડિત અને વ્યાકુળ થઈ જે અવસ્થામાં સાધક વિવેકપૂર્વક પરિગ્રહ (સંગ્રહ) માત્રને અનર્થકારી સમજીને ત્યાગી દે છે, તેને તીવ્ર મુમુક્ષા કહે છે. ત્રિવિધ તાપનો અનુભવ કરવો અને સત્-પરમાર્થ વસ્તુને વિવેકથી જાણ્યાં પછી, મોક્ષને માટે ભોગનો ત્યાગ કરવાની ઈચ્છા હોવા પછી પણ સંસારમાં રહેવું ઉચિત છે, કે ત્યાગ કરવો ઉચિત છે

×અનેક પ્રકારના માનસિક અને શારીરિક રોગ આદિથી થનારાં દુઃખોને આધ્યાત્મિ, અનાવૃષ્ટિ, અતિવૃષ્ટિ, વજ્રપાત, ભૂકમ્પ, દૈવ-દુર્ઘટના આદિથી થનારાં દુઃખોને આધિદૈવિક અને બીજાં મનુષ્યો કે ભૂતમાત્રીઓથી પ્રાપ્ત થનારાં દુઃખોને આધિભૌતિક કહે છે.

આ પ્રકારના સંશયમાં ઝોલાંખાવાં તેને મધ્યમ મુમુક્ષા કહે છે, મોક્ષને માટે ઇચ્છા થયા પછી પણ એમ સમજવું કે હજી ઘણો વખત છે, એવી શી ઉતાવળ છે, સંસારનાં કામો કરી લઉં, ભોગ ભોગવી લઉં, આગળ ઉપર મુક્તિને માટે પણ ઉપાય કરી લઇશ. આ પ્રકારની બુદ્ધિને મંદ મુમુક્ષા કહે છે અને જેમ કોઈ રસ્તે ચાલ્યા જતા મનુષ્યને અકસ્માત્ રસ્તામાં બહુમૂલ્ય મણિ હાથ લાગે, તે જ પ્રમાણે સંસારનાં સુખ–ભોગ ભોગવતાં–ભોગવતાં જ ભાગ્યવશ કદાચ મોક્ષ મળી જાય, તો મણિ મેળવનાર મુસાફરની પેઠે હું પણ ધનવાન થઇ જઇશ, આ પ્રકારના મૂઢ-મતિવાળાની બુદ્ધિને અતિમંદ મુમુક્ષા કહે છે. અનેક જન્મની તપશ્ચર્યા અને શ્રી ભગવાનની ઉપાસનાના પ્રભાવથી હૃદયનાં બધાં પાપ નાશ પામવા પછી ભગવાનની પ્રાપ્તિને માટે તીવ્ર ઇચ્છા ઉત્પન્ન થાય છે. તીવ્ર ઇચ્છા ઉત્પન્ન થયા પછી મનુષ્યને આ જન્મમાં જ ભગવાનની પ્રાપ્તિ થઈ જાય છે. ‘યસ્તુ તીવ્રમુમુક્ષુઃ સ્યાત્ સજીવન્નેવ મુચ્યતે’ આ તીવ્ર શુભેચ્છાનો ઉદય થયા પછી તેને બીજી કોઇપણ વાત ગમતી નથી, જે ઉપાયથી તેને પોતાના પ્યારા પ્રભુના મિલનનો સંભવ દેખાય છે, તેજ ઉપાયમાં તે લોક પરલોક કોઈની પરવા

ન કરતાં લાગી જાય છે.પ્રિય–મિલનની ઉત્કંઠા તેને ઉન્મત્ત બનાવી દે છે. પ્રિયની પ્રાપ્તિને માટે તે તન-મન-ધન, ધર્મ કર્મ સર્વને તજી દેવાને તૈયાર રહે છે. પ્રિયતમની તુલનામાં, તેની દૃષ્ટિમાં અન્ય સર્વકાંઇ તુચ્છ ભાસે છે. તે પોતાની જાતને પણ પ્રિય-મિલનની ઇચ્છા ઉપર ન્યોછાવર કરી નાંખે છે. એવા ભક્તોનું વર્ણન કરતાં સત્પુરુષ કહે છે

પ્રિયતમસે મિલનકો જીસકે પ્રાણ કર રહે હાહાકાર ।
ગિનતા નહીં માર્ગકી દૂરીકો, વહકુછભી, કીસી પ્રકાર ॥
નહીં તાકતા, કિંચિત્ ભી,શત-શત બાધા વિઘ્નોંકીઓર
દૌડ છૂટતા જહાં બજાતે મધુર બંસરી નંદકિશોર ॥
ભૂપેન્દ્રનાથ સાન્યાલ.

પ્રિયતમને માટે પ્રાણોને તો હથેલીમાં લઇને ફરે છે એવા પ્રેમી સાધક! તેના પ્રાણોની સંપૂર્ણ વ્યાકુળતા, અનાદિ કાળથી લઈને આજ સુધીની સમસ્ત ઇચ્છાઓ તે એકજ પ્રિયતમને પોતાનું લક્ષ્ય બનાવી લે છે, પ્રિયતમને જલદી મળવા માટે તેના પ્રાણ ઉડવા લાગે છે. એક સજ્જને કહ્યું છે, કે 'જેમ બંધ તૂટી જતાં જળનો પ્રવાહ ભારે વેગથી વહીને આખા પ્રાંતના ગામોને ખેંચી જાય છે, તે જ પ્રમાણે વિષયતૃષ્ણાનો બંધ તૂટી જતાં પ્રાણોમાં

ભગવત્પ્રેમનો જે પ્રબળ ઉન્મત્ત વેગનો સંચાર થાય છે. તે બધાં બંધનોને જોરથી તત્કાળ તોડી નાંખે છે. પ્રેમીના અભિસારમાં દોડનારી પ્રણયિનીની પેઠે તેને રોકવામાં કોઇપણ સાંસારિક પ્રલોભનની પ્રબળ શક્તિ સમર્થ થતી નથી. તે વખતે તે અનંતનો યાત્રી બની જાય છે. અનંત પરમાનંદ–સિંધુ–સંગમનો પૂર્ણ પ્રવાસી ઘર-પરિવાર સર્વનો મોહ છોડી દઈ, સર્વ તરફથી મન વાળી લઈ તે કહે છે—

બનબન ફિરના બહેતર હમકો રતન ભવન નાહિં ભાવે હૈ
લતા તલે પડ રહેનેમેં સુખ નાહિંન સેજ સુહાવે હૈ ।
સોના કર ધર શીસ ભલા અતિ, તકિયા ખ્યાલ ન આવે હૈ
'લલિત કિશોરી' નામ હરિકા જપિ-જપિ મન સચુ પાવે હૈ
અબ વિલંબ જનિ કરો લાડિલી કૃપાદૃષ્ટિ ટુક હેરો
જમુના-પુલિન ગલિન ગહ્વરકી બિચરૂં સાંઝ સવેરો ॥
નિસિદિન નિરખૌં જુગલ-માધુરી રસિકનતેં ભટ ભેરો ।
'લલિત કિશોરી' તન-મન આકુલ શ્રીબન ચરન બસેરો

લલિત કિશોરી

એક નંદનંદન પ્યારા વ્રજચંદ્રની ઝાંખી કિ—

સિવાય તેના મનમાં બીજી કોઈ લાલસા જ રહેતી નથી. તે અધીર થઈને પોતાની લાલસા પ્રગટ કરે છે.

એક લાલસા મન મહ ધારૂં ।
વંશીવટ, કાલિન્દીતટ નટ નાગર નિત્ય નિહારૂં ॥
મુરલી તાન મનોહર સુનિ સુનિ તનુ સુધિ સકલ બિસારૂં
છિન છિન નિરખિ ઝલક અંગઅંગતિ પુલકિત તન-મનવારૂં
રિઝઉં શ્યામ મનાઇ, ગાઈ ગુન, ગુંજ-માલ ગલ ડારૂં ।
પરમાનંદ ભુલિ સિગરોં જગ, શ્યામ હિ શ્યામ પુકારૂં ॥
—અકિંચન

બસ એજ તીવ્ર શુભેચ્છા છે.



# સાધનાનાં વિઘ્ન

વાસ્તવિક શુભેચ્છા ઉત્પન્ન થયા પછી તે ઘણે-ભાગે કદી મંદ પડતી નથી. પરન્તુ આરંભમાં સાધકના માર્ગમાં અનેક વિઘ્ન આવ્યા કરે છે. તેથી તે વિઘ્નોથી બચવા માટે નિરંતર સચેત રહેવું જોઈ એ, થોડાં મુખ્ય વિઘ્નો આ છે.

## સ્વાસ્થ્યનો અભાવ.

સહુથી પહેલું વિઘ્ન સ્વાસ્થ્ય બગડી જવું. તેથી સાધકે સ્વાસ્થ્યરક્ષણને માટે સંયમ અને નિયમિત ખાન-પાન કરવું જોઇએ. સ્વાસ્થ્ય જ્યાં સુધી ઠીક રહે છે. ત્યાં સુધી મનુષ્ય સાધન કરી શકે છે. રોગપીડિત શરીરથી સાધન બનવું ઘણે ભાગે અસંભવ છે જરૂર સ્વાસ્થ્ય જાળવવાનું લક્ષ્ય ભોગ વિલાસ નહિ, પણ ઈશ્વરપ્રાપ્તિ જ હોવું જોઇએ. પરન્તુ એ પણ યાદ રાખવું જોઇએ કે

ઇશ્વર પ્રાપ્તિ સાધન વિના થઈ શકતી નથી. અને સાધન કરવા માટે સ્વસ્થ શરીરની આવશ્યકતા છે. તેથી સૂવું, કામ કરવું, ખાવું પીવું વગેરેનો એવો નિયમ રાખવો જોઇએ, કે જેથી શરીર સ્વસ્થ રહેવાનો સંભવ હોય, પ્રકૃતિસેવન, નિયમિત વ્યાયામ અને આસનોથી સ્વાસ્થ્યને સારો લાભ થાય છે.

### ખાવા પીવામા સંયમ.

બીજું વિઘ્ન આહારની અશુદ્ધિ અને અસંયમ છે. ઘણું કરીને ખાવા પીવાના અસંયમથી જ સ્વાસ્થ્ય બગડે છે. એટલુંજ નહિ, પણ તેથી માનસિક રોગ પણ ઉત્પન્ન થઈ જાય છે. તેટલા માટે આપણા શાસ્ત્રકારોએ આહાર શુદ્ધિ પર ખાસ ભાર મૂકયો છે. અન્ન અનુસાર મન બને છે. મનુષ્ય જે પ્રકારનું ભોજન કરે છે, તેના ભાવ,વિચાર, બુદ્ધિ અને સ્ફુરણાઓ ઘણેભાગે તેવી જ થાય છે. જે લોકો માંસ, મદ્ય, આદિ તામસી પદાર્થોનું સેવન કરે છે. તેનામાં નિષ્ઠુરતા, ક્રૂરતા અને નિર્દયતા વધારે જોવામાં આવે છે. પ્રાણીઓની વિના કારણ હિંસામાં પણ સાચા હૃદયથી તેને દુઃખ થતું નથી. તામસી-રાજસી આહારથી કામ-ક્રોધ, લોભ, મોહ, અભિમાન, મત્સર આદિ દોષ

ઉત્પન્ન થઇને સાધકના શારીરિક અને માનસિક સ્વાસ્થ્યને બગાડી દે છે. જેથી તે સાધનપથથી પડી જાય છે. વિશેષ મરચાંવાળા, વધારે કડવા, ગરમાગરમ, અત્યંત કોરા આહાર રાજસી છે. તથા વાસી, સડેલા, એઠા, અપવિત્ર, દુર્ગંધવાળા વગેરે આહાર તામસી માનેલા છે. બને ત્યાં સુધી સાધકે મશાલાનો વ્યવહાર છોડી દેવો જોઈએ. વિશેષ તો એને મિઠાઈની પણ જરૂર નથી. દહીં નહિ ખાવું જોઈએ. માદક પદાર્થોનું સેવન બીલકુલ નહિ કરવું જોઇએ. જે આહારમાં બહુ વધારે ખર્ચ આવતો હોય તે આહાર પણ સાધકને માટે ઉપયોગી નથી, ચાહે તે ધનવાન હોય કે ગરીબ, ધનવાન-જો આહારમાં બહુ જ વિશેષ ખર્ચ કરે છે, તો તેને માટે તો તે પ્રમાદ છે જ પરન્તુ ગરીબો ઉપર પણ તેનો ખરાબ પ્રભાવ પડે છે. દેખાદેખીથી તેનું મન પણ લલચાય છે, તેની પાસે પૈસા હોતા નથી. ઇંદ્રિયો જોર કરે છે તેથી તેને બહુમૂલ્ય ખોરાકને માટે અન્યાયથી ચોરી વગેરે કરીને ધન કમાવામાં પ્રવૃત્ત થવું પડે છે. જે ધન અન્યાયથી કમાયેલું છે. તે ધનના અન્નની મન ઉપર બહુ જ અસર થાય છે. તેટલા માટે આહાર શુદ્ધિમાં જાતિ કરતાં ન્યાય અને ધર્મથી ઉપાર્જિત અન્નનું

મહત્ત્વ અધિક છે. ચોર, માંસ ભક્ષણ કરનાર, બીજાની ગાંઠ કાપનાર, છળ તથા કપટવાળા, ધુસણીયા, વ્યભિચારી અને અન્યાયી ઉંચી જાતિવાળા પુરુષ કરતાં સત્યપરાયણ સત્કમાઈ કરનારા, ઇંદ્રિય ઉપર કાબુ રાખનાર, ન્યાયી, સરળ શૂદ્રનું પણ અન્ન શુદ્ધ અને પવિત્ર છે. કેમકે તેથી બુદ્ધિની વૃત્તિઓ બગડતી નથી. બની શકે તેટલો અલ્પ આહાર કરવો એ સારૂં છે.

### સંદેહ

ત્રીજું વિઘ્ન છે સાધનમાં સંદેહ. મનુષ્ય એક વાર કોઇના કહેવાથી સાધનમાં લાગે છે. પણ સાધન આરંભ કરતાંજ તેને સિદ્ધિ મળી જતી નથી એથી તે પોતાના સાધનમાં સંદેહ બહુ જ સારા શ્રદ્ધાળુ પુરુષોમાં પણ ઘણે ભાગે થયા કરે છે. તેની બુદ્ધિમાં વખતે વખતે એ ભાવના થાય છે કે, 'ખબર નથી કે ઈશ્વર છે કે નહિં, જો છે તો મને મળશે કે નહિ, હું જે સાધન કરૂં છું તે બરાબર છે કે નહિ, જો બરાબર હોત તો આજ સુધીમાં મને જરૂર લાભ થયો હોત, માનો ન માનો પણ સાધનમાં કાંઇક ગડબડ છે.' આ પ્રકારના વિચારોથી તેનું સાધન શિથિલ પડી જાય છે. સાધનની શિથિલતાથી લાભ તેથી પણ

ઓછા થાય છે. જેથી તેનો સંદેહ પણ વિશેષ પ્રમાણમાં વધવા લાગે છે. એમ થતાં થતાં અંતમાં તે સાધનથી પડી જાય છે. સાધકે સહુથી પહેલાં તો ભગવાનના અસ્તિત્વમાં દઢ વિશ્વાસ કરવો પડે. પછી પોતાનાં સાધન પર શ્રદ્ધા અને વિશ્વાસ રાખીને તેને કરતા જ રહેવું પડે. જેમ ઘણી જાતની બિમારીમાં ફસાએલ મનુષ્યને ઔષધ સેવનથી કોઈ એક બિમારી નષ્ટ થઇ હોવા છતાં લાભ માલુમ પડતો નથી. તેજ પ્રમાણે મળથી પૂર્ણ અંતઃકરણમાં જરા જેટલો મળ નાશ થયેલ દેખાતો નથી. પરંતુ એ નિશ્ચય રાખવો જોઇએ કે સાચા સાધનથી લાભ અવશ્ય થાય છે. સાધનમાં મનુષ્ય જેટલો આગળ વધશે, તેટલો જ તેને લાભ અધિક જણાવા લાગશે. પછી તેને એ વાતનો પત્તો લાગી જશે કે ભગવત્ સંબંધી વાતો કેવળ કલ્પના નથી. પરંતુ ચોક્કસ સત્ય છે.

## સદ્ગુરુનો અભાવ

એવા યથાર્થ સાધનમાં પ્રવૃત્ત થવા અને ચાલુ રહેવા માટે સદ્ગુરુનો અભાવ જ સાચા સાધનથી સાધકને અપરિચિત રાખે છે. આ વિષય બહુ જ વિચારવા જેવો છે. કેમ કે વર્તમાન કાળમાં સાચા ત્યાગી, અનુભવી સદ્ગુરુ

બહુ જ કમી થઈ ગયેલ છે. એમ તો આજકાલ ગુરુઓ-ની સંખ્યા બહુજ વધી ગઇ છે, જ્યાં જોઇએ ત્યાં જ ગુરુ-ઓ અને ઉપદેશકો ઉભયરાય છે. પરંન્તુ એ ગુરુઓના સમુદાયમાં વિશેષ પ્રમાણમાં દંભી, દુરાચારી, પરધન અને પરસ્ત્રી–કામી, નામ ચાહનારા, પૂજા કરાવનારા, કાંઈ પણ સાધન કરવા વગર પોતાને અનન્યભક્ત, પરમજ્ઞાની, ત્યાં સુધી કે ઇશ્વરસુધી બતાવનાર કપટી મળી આવે છે. આથી સાચા ઉપદેશકોનું પણ આજે મૂલ્ય રહ્યું નથી. આવી સ્થિતિમાં સદ્ગુરુ પસંદ કરવા એ મહા કઠિન વાત છે. તો પણ સામાન્ય કસોટી એ સમજવી જોઇએ કે જે પુરુષ કોઇ પણ હેતુથી ધન ચાહતો નથી. અને કોઇ પણ કારણથી સ્ત્રી કે સ્ત્રી સંગીઓનો સંગ કરવા ચાહતો નથી. જેનો વ્યવહાર સરળ અને સીધો છે. અને જેના ઉપદેશો પ્રમાણે કાર્ય કરવાથી વાસ્તવિક લાભ થતો જોવામાં આવે છે. એવા નિઃસ્વાર્થી પુરુષના બતાવેલા માર્ગે ચાલવામાં કાંઈ હરકત નથી ધન, સ્ત્રી, મંત્ર, યંત્ર, ભૂત, પ્રેત અને ચમત્કાર આદિની વાતો કરનાર, તથા તેને ચાહવા સમજાવવા અને પ્રચાર કરનારા પુરુષોથી દૂર રહેવું સારૂં છે. પરન્તુ કોઈ સારા પુરુષને

પામીને તેમણે બતાવેલ સાધનને છોડી દેવું પણ ન જોઇએ. જ્યાં સુધી તેનામાં કોઈ ભારેદોષ જોવામાં ન આવે, ત્યાં સુધી તેનાપર સંદેહ ન કરતાં સાધનમાં લાગી રહેવું જોઇએ નિત્ય નવા ગુરુ બદલવાથી સાધનમાં ભારે ગડબડ મચી જાય છે. કેમ કે સારા પુરુષ પણ ભિન્ન–ભિન્ન માર્ગોથી સાધન કરનારા હોય છે, લક્ષ્ય એક હોવા છતાં માર્ગ અનેક હોય છે આજ એકના કહેવાથી પ્રણાયામ શરુ કર્યો, કાલ બીજાની વાત સાંભળી હઠ-યોગ સાધવા માંડ્યો. પરમ દિવસે ત્રીજાના ઉપદેશથી નામ–જપ આરંભ કર્યો અને ચોથે દિવસે ચોથાના વ્યાખ્યાનના પ્રભાવથી વેદાંતનો વિચાર કરવા લાગ્યા. આ રીતે ઠેકાણે ઠેકાણે ભટકવાથી અને વાતવાતમાં સાધન બદલતા રહેવાથી કોઈપણ સાધન સિદ્ધ થઈ શકતું નથી. તેટલા માટે સાધનમાં સદ્ગુરુની આજ્ઞાનુસાર એક નિષ્ઠા અને નિયમાનુસાર વર્તવાની ભારે આવશ્યકતા છે.

## નિયમાનુસાર વર્તવાનો અભાવ.

નક્કી કરેલા સમયે સૂવું, ઉઠવું, ભોજન કરવું, મનને એકાગ્ર કરવામાં ભારે સહાયક બને છે. નિયમા-નુસાર નહિ વર્તવું એ સાધનમાં એક ભારી વિઘ્ન છે.

કોઈ નિયમ ન રહેવાથી દિનચર્ચામાં ભારે ગડબડ થાય થાય છે, જીવન પણ એ જ પ્રમાણે ગરબડમાં વીતે છે દિન રાતના ચોવીસ કલાકમાં કમમાં કમ ત્રણ કલાક નિયત સમયે ઇશ્વર ચિંતન અને ધ્યાન માટે અલગ રાખવા જોઇએ કોઈ ખાસ અડચણને એકી સાથે લાગલાગટ આટલો સમય ન મળી શકે તેમ હોય, તો પ્રાતઃકાળ અને સાયંકાળ બન્ને વખત મળીને સમય બચાવવો જોઈએ પરંતુ એ સ્મરણમાં રાખવું જોઇએ કે સમય, સ્થાન, આસન અને પ્રણાલીમાં વારંવાર ફેરફાર ન કરવો જોઈએ.

## પ્રસિદ્ધિ

સાધનમાં એક ભારે મોટું વિઘ્ન 'સાધકની પ્રસિદ્ધિ, છે. જ્યારે લોકો જાણી જાય છે, કે અમુક મનુષ્ય સાધન કરે છે, ત્યારે તેના તરફ સ્વભાવિક જ કેટલાક લોકોની શ્રદ્ધા થઈ જાય છે, જેની શ્રદ્ધા થાય છે, તે વખતે વખતે મન, વાણી, શરીરથી તેનો આદર કરવા લાગે છે. જેને આદર કરવા લાગે છે. જેને આદર, માન આદિ પ્રિય હોતાં નથી એવાં મનુષ્ય સંસારમાં કાયમને માટે બહુ જ થોડાં છે. સાધક પણ મનુષ્ય છે, તેને પણ આદર, માન,

પ્રતિષ્ઠા આદિ પ્રિય જણાવા લાગે છે. તેથી જેમ જેમ તે મળવા લાગે છે, તેમ તેમ તેની લાલસા અધિક લોકો તરફથી અધિકમાં અધિક સન્માન પ્રાપ્ત કરવાની થવા લાગે છે. તેથી પરિણામમાં તેનું ઇશ્વર સંબંધી સાધન, સન્માન, પ્રતિષ્ઠા આદિ પ્રાપ્ત કરવાનાકસાધનના રૂપમાં બદલાઇ જાય છે. જે કાર્ય, જેવી બોલચાલ, જેવું આચરણ, અને જે જાતની કાર્યવાહીઓથી સન્માન મળતું હોય, બસ તે જ કરવું તેના જીવનનું લક્ષ્ય બની જાય છે. તેથી જેમ જેમ તેનું પરમાર્થ સાધન ઘટે છે અને છૂટી જાય છે. તેમ તેમ તેનું તેજ નિઃસ્પૃહતા, ઉદાસીનતા તેની સરળતા, ઇશ્વરીય શ્રદ્ધા અને પરમાર્થસાધના નષ્ટ થતી જાય છે. તેના હૃદયમાં લોકોને રીઝાવીને તેમને પ્રસન્ન કરવાના હેતુથી ખુશામત, કામના, પક્ષપાત, કપટ, અશ્રદ્ધા અને પરમાર્થથી વિરુદ્ધ કાર્યોમાં પ્રવૃત્તિ આદિ સાધન પથમાંથી પાડી નાંખનારા ભાવ સમૂહ ઉત્પન્ન થઇ જાય છે, જેનાથી તે વિશેષ પ્રભારહિત થઇને પોતાના પ્રશંસકોથી દબાઇ જાય છે. તે પ્રશંસકો પણ પછી પહેલાં જેવા સાચા શ્રદ્ધાળુ રહેતા નથી. તેના આદર સન્માન આપવામાં પણ કપટ ભરાઈ જાય છે અંતે બન્ને પરમાર્થ

થી સર્વથા પડી જઈ પાપ પંકમાં ફસાઇ જાય છે. શુભ કર્મ અને સદાચાર કરનારાના વિરોધી તામસી પ્રકૃતિનાં મનુષ્ય પણ સંસારમાં હોય છે જ તેનો દ્વેષ તો પહેલેથી જ રહે છે જ, એવા સમયે સાધક અને તેની મંડળીને સર્વ રીતે પુરુષાર્થહીન જોઇને તેને વિશેષ તક મળી જાય છે. તે તેમને છલ બળ કૌશલ્યથી વિશેષ પાડી નાંખવાની ચેષ્ટા કરે છે, જેથી પરસ્પર વેર ઉભાં થાય છે. બન્ને તરફની શક્તિઓ એક બીજાનાં છિદ્ર ખોળવામાં અને તેના પર મિથ્યા દોષારોપણ કરીને તેમને હલકા પાડવામાં જ ખર્ચાય છે, જેથી જીવન કષ્ટ અને અશાન્તિમય બની જાય છે. સાધકનું સત્ત્વમુખી હૃદય આ વખતે તામસથી ઢંકાઈ જઇ ક્રોધ, મોહ અને દંભથી ભરાઈ જાય છે. આ સર્વ દોષોપર વિચાર કરીને જ્યાં સુધી બને ત્યાં સુધી સાધકે પ્રસિદ્ધ થવાની ચેષ્ટા કદપિ કરવી નહિ, પોતાનાં સાધનને બની શકે તેટલું છૂપાવી રાખે, ઉપદેશક કે આચાર્યનું પદ કદી પણ ભૂલથી પણ ન સ્વીકારે, જગત્‌ના લોકો તેના માં પોતાનાથી કાંઇ વિશેષતા ન સમજે. તેમાં જ તેનું ભલું છે. મતલબ કે ભજન સાધનને બનતાં સુધી સાધક પ્રગટ પણ ન કરે અને દેખાડે પણ નહિ. તે લોકોથી

પોતાને શ્રેષ્ઠ પણ ન સમજે, કેમ કે તેથી પણ પોતાનાં અભિમાન અને બીજા તરફ ઘૃણા ઉત્પન્ન થવાનો સંભવ રહે છે. જે સાધક પોતાના સાધનની સ્થિતિથી પોતાને ઉચ્ચ સમજે કે લોકોમાં પ્રગટ કરે છે તે તો પડે જ છે, પરંતુ તે જે સ્થિતિમાં છે તેટલું પણ પ્રગટ કરવામાં ઉપર કહ્યા પ્રમાણે પડવાનો ભય રહે છે. સાધકને માટે એ જ સારૂં છે. કે તે જે સ્થિતિમાં છે તેનાથી લોકો કમ સમજે, બહારથી નીચા રહીને અંદરથી ઉંચા ચઢતા જવું જ સાધકને માટે કલ્યાણપ્રદ છે.

### કુતર્ક

સાધનમાં એક વિઘ્ન છે તર્કબુદ્ધિનું વિશેષ વધી જવું. જ્યાં વાત વાતમાં તર્ક થાય છે ત્યાં સાધનમાં શ્રદ્ધા સ્થિર રહેતી નથી. શ્રદ્ધાનો અભાવ સ્વભાવિક જ સાધનને શિથિલ કરી નાંખે છે એ કે આ દંભ, કપટ પાખંડ અને વ્યવહારનો ડોળ દમામનાયુગમાં નરરૂપધારી વ્યાઘ્ર ગુરુઓ, ભક્તો અને સાધુ કહેવડાવનારાના ઝુંડાથી બચવા માટે તર્ક બુદ્ધિની ભારે આવશ્યકતા છે. પરંતુ જ્યારે તર્ક વધી જઇ મનુષ્યના હૃદયને અત્યંત શંકાશીલ બનાવી દે છે ત્યારે તેને માટે કોઈ પણ સાધનમાં મન લગાડીને પ્ર૮

રહેવું અત્યંત કઠિન થઈ જાય છે. તેટલા માટે ભગવાને કહ્યું છે–'સંશયાત્મા વિનશ્યતિ' સત્યની ખોળને માટે તર્ક કરવો ઉચિત છે પણ હઠ અને અભિમાનથી કુતર્કનો આશ્રય લેવો સર્વથી અનુચિત છે જે સાધક શાસ્ત્ર અને સદ્‌ગુરુના વચનોમાં વિશ્વાસ નથી રાખતા તે સત્યની પ્રાપ્તિ કદી કરી શકતા નથી તેટલા માટે કુતર્કથી સદા બચવું જોઇએ.

### સ્ત્યાન યાને ચેષ્ટા છોડી દેવી નહિ.

સાધનમાં એક વિઘ્ન છે સ્ત્યાન એટલે કે ચેષ્ટા છોડી દેવી. કેટલાક દિવસ સાધન કરવા પછી મનની એવી દશા થયા કરે છે. કે સાધારણ રીતે સાધક અનેક પ્રકારની અસાધારણ આશાઓને લઈને સાધનમાં લાગે છે, તેની તે આશાઓ જ્યારે થોડા સાધનને લીધે પૂરી થતી નથી ત્યારે તે સાધનથી ઉદાસ થઈને ચેષ્ટારહિત થઈ જાય છે. પણ મન નકામું રહેતું નથી. જ્યારે તે સત્ ચેષ્ટાથી હઠી જાય છે ત્યારે મન કુચેષ્ટા કરવા લાગે છે. પરિણામમાં તેનું પતન થઇ જાય છે. તેથી કદી ઉત્સાહ-હીન થઇને ચેષ્ટા છોડી દેવી ન જોઇએ.

## અલ્પમાં સંતોષ

એક વિઘ્ન છે સાધનમાં સંતોષ. એટલે કે અલ્પ લાભને પૂર્ણ લાભ સમજીને સાધન છોડી બેસવું. સાધનમાં લાગેલો મનુષ્ય જેમ જેમ આગળ વધે છે તેમ તેમ તેને વિલક્ષણ આનંદ મળે છે. સંસારમાં રચ્યાપચ્યા રહેનારા મનુષ્ય એ આનંદની કલ્પના પણ કરી શકતા નથી. સાધકે અત્યાર પહેલાં આ આનંદનું કદી સ્વપ્ન પણ જોયું ન હતું. એવો આનંદ સાંસારિક પદાર્થોથી મળતા આનંદથી બીજા જ પ્રકારનો અપૂર્વ આનંદ પામીને તે પોતાને કૃતકૃત્ય સમજી લે છે.તે એ વાતને ભૂલી જાય છે, કે તે જે આનંદધામનો પથિક બનેલ છે, તે પરમાનંદનો તો આ એક કણમાત્ર છે. તે જે સ્વર્ગીય રાજપ્રાસાદમાં જઈ રહેલ છે, તેના આગળ આ તો એક બહારની નાની સરખી કોટડીનો એક ખૂણો માત્ર છે. તેટલા માટે તે આ સંસારથી વિલક્ષણ આનંદધામના અપૂર્ણ આનંદને પામીને તેમાં સંતોષ માની લે છે, અને આગળ વધવાની આવશ્યકતા સમજતો નથી. સાધકને પરમાર્થના માર્ગમાં અનેક વિલક્ષણ લક્ષણો જોવામાં આવે છે, કોઇ શાન્તિનો મહાન શાન્ત સમુદ્ર જુએ છે, કોઈ અપૂર્વ આનંદમાં

મનને ડૂબેલું દેખે છે, કોઇને જગત્ અખંડ આનંદથી પરિપૂર્ણ થતું દેખાય છે. કોઈ ને પરમ જ્યોતિનાં દર્શન થાય છે, કોઇ કોઈ વાર અનેક આશ્ચર્યમય સ્વર્ગીય સ્વર સંભળાય છે. કોઈવાર અદ્ભૂત આનંદમય દશ્ય (Visions) જોવામાં આવે છે. અવશ્ય જ એ સર્વ શુભ લક્ષણ છે. પરન્તુ તેને પૂર્ણ માનીને સંતોષ કરી લેવો નહિ જોઈએ. થોડી ઉન્નતિ કરીને, ભવિષ્યની ઉન્નતિને માટે પ્રયત્ન ન કરવો એ બહુ જ મોટું વિઘ્ન છે. રસ્તાની ધર્મશાળાને જ પોતાનું ઘર સમજીને બેસી રહેવાથી ઘર કદી મળતું નથી.

### કામના

સાધનમાં એક વિઘ્ન છે વિષયોની કામના. વૈરાગ્યના અભાવથી જ આ થયા કરે છે. જે સાધકનું ચિત્ત વિષય કામનાઓથી સર્વથા મુક્ત થઇ જતું નથી. તેના સાધન માર્ગમાં મોટાં મોટાં વિઘ્નો આવી પડે છે. કેમકે કામના જ અનુક્રમે ક્રોધ, મોહ, સ્મૃતિનાશ અને બુદ્ધિનાશના રૂપમાં પરિણામ પામીને સાધકનો સર્વનાશ કરી નાંખે છે. ઇંદ્રિય વિષયોની તરફ દોડનારા ચિત્તનું નિરંતર ભગવદભિમુખી રહેવું અસંભવ છે; તેથી કામનાઓને ચિત્તથી સદા દૂર રાખવી જોઈએ.

## બ્રહ્મચર્યનો અભાવ

સાધનમાં એક વિઘ્ન છે બ્રહ્મચર્યનું પૂરું પાલન ન કરવું. શરીરની અંદર ઓજસ્ ને માટે બ્રહ્મચર્યની ભારે આવશ્યકતા છે. સાધક બ્રહ્મચારી, વાનપ્રસ્થ યા સંન્યાસી હોય ત્યારે તો તેને બ્રહ્મચર્યનું પૂરી રીતે પાલન કરવું જ જોઈએ. કુમારી બહેનો અથવા વિધવા માતાઓ જો ભગવત્ સંબંધી સાધન કરતી હોય તો તેને માટે પણ આ વાત છે જ પરંન્તુ વિવાહિત સ્ત્રી પુરુષોએ પણ પરમાર્થ સાધનને માટે બની શકે તેટલું શીલવ્રત પાળવું જોઈએ. એક પુત્ર થઇ ગયા પછી તો શીલવ્રત લઈ લેવામાં ઢીલ કરવી જ ન જોઈએ. પરન્તુ પરમાર્થના સાધકોએ પુત્ર ન હોવાની પણ કાંઇ પરવા કરવી જોઈએ નહિ. મનુષ્ય શરીર કેવળ સંતાનોત્પાદનને માટે જ મળેલું નથી. એ તો પશુયોનિમાં પણ થાય છે. આ શરીરથી તો સાધન કરીને પરમધન પરમાત્માને પ્રાપ્ત કરવા છે. તેથી સંતાનને માટે પણ બની શકે ત્યાં સુધી શીલવ્રતનો ભંગ નહિ કરવો જોઈએ. વિવાહિત સ્ત્રી પુરુષોએ જરૂર જ શીલવ્રત બન્નેની સંમતિથી ગ્રહણ કરવું જોઈએ. નહિ તો અનેક જાતની આપત્તિઓ આવવાનો સંભવ રહે છે. જે શીલંવ્રતનો લાભ સમજે છે,

તેઓ બીજાઓને પ્રેમથી સમજાવીને પોતાના મતને અનુકૂળ બનાવી લે. તે પછી યથાસાધ્ય શીલવ્રતનો નિયમ ગ્રહણ કરે, એ સદા સ્મરણમાં રાખવું જોઇએ કે જેટલું વધારે બ્રહ્મચર્યનું પાલન કરશે તે તેટલો જ શીઘ્ર પરમાર્થના માર્ગમાં આગળ વધી શકશે.

## કુસંગતિ

એક બહુ જ મોટું વિઘ્ન છે કુસંગતિ. કુસંગમાં પડીને બહુ જ આગળ વધેલા સાધકોનું પણ પતન જોવામાં આવે છે. જે લોક પ્રત્યક્ષરૂપથી પાપમાં પડેલા છે. તેનો સંગ તો સર્વથા ત્યાજ્ય જ છે, પરન્તુ જે લોક પોતાને સંત, ભક્ત, યોગી કે જ્ઞાની તરીકે ઓળખાવતા હોય, પણ જેનામાં છળ, કપટ,, ભોગવિલાસ, ધન-સ્ત્રીની પ્રીતિ, પરનિંદા, પરચર્ચામાંપ્રેમ, ગર્વ-અભિમાન, ધૂર્તતા-પાખંડ આદિ દોષો જોવામાં આવતા હોય, તેનો સંગ પણ વાસ્તવમાં કુસંગ જ છે. કેમ કે જેનામાં આ સર્વ દોષ હોય છે, તે કદી સાચા સંત, ભક્ત, યોગી કે જ્ઞાની નથી.

કુસંગથી ઈશ્વર, સાચોધર્મ, સદાચાર અને સાધનમાં અનાદર ઉત્પન્ન થાય છે. પ્રતિદિન એ સાંભળતા રહેવાથી

'શું ભર્યું છે સત્સંગમાં? ક્યાં છે ઇશ્વર? ધર્મથી શું થવાનું છે? આદિ અશ્રદ્ધા થઈ જાય છે. સદા-સર્વદા વિષયોની વાતો થવાથી તેમાં અનુરાગ, અને પરદોષ-શ્રવણથી તે લોકોપ્રતિ ઘૃણા અને દ્વેષ ઉત્પન્ન થાય છે. સ્ત્રી, ધન, માન આદિની કામના ઉત્પન્ન થઈને વધવા લાગે છે. દંભ, દર્પ, અભિમાન, ક્રોધ પારુષ્ય અને અજ્ઞાન આદિ આસુરી સંપત્તિના દોષોનો હૃદયમાં સંચાર થવા લાગે છે સ્વાર્થ અને પાખંડ વધી જાય છે. ચિત્ત અશાન્ત થઈ જાય છે.

એવા મનુષ્ય જગત્માં બહુજ થોડા હશે કે જેના-મનમાં કદી ખરાબ વિચાર ઉત્પન્ન થતા ન હોય, કેમ કે ખરાબ સંચિત ઘણે ભાગે સર્વનાં હોય છે, કેવળ શુભ સંચિત હોય તો મનુષ્ય શરીર જ મળી શકતું નથી. માનવ દેહ સંચિત પાપ-પુણ્ય બંન્નેના કારણથી જ મળે છે.- મનમાં વિચાર સંચિતથી થાય છે. પરન્તુ જો વિવેકનું બળ હોય તો ખરાબ વિચારો પ્રમાણે કાર્ય થતું નથી તે મનમાં ઉત્પન્ન થઇને ત્યાં જ નાશ પામે છે. પણ કુસંગથી એ વિચારોમાં કાંઈક સહાયતા મળી [illegible] તે 'તરંગાયિતા અપીમે સંગાત્સમુદ્રાયન્તિ' [illegible]

પેઠે નાના આકારમાં ઉત્પન્ન થયેલા ખરાબ વિચાર શીઘ્રજ સમુદ્ર બની જાય છે. અને મનુષ્ય તેમાં નિમગ્ન થઈ ને સાધનથી સર્વથા પડી જાય છે.

કુસંગ કેવળ મનુષ્યોનો જ નથી હોતો. જે દેશ, દશ્ય, સાહિત્ય, ચિત્ર, વિચાર, ભાવ કે વચનોથી મનમાં બુરા ભાવોની ઉત્પત્તિ થાય તે સર્વ કુસંગ છે. એવા સ્થાનમાં ન રહેવું જોઇએ જયાંનું વાતાવરણ તમોગુણી હોય, એવાં નાટક, સિનેમા, ખેલ, ચિત્ર કે અન્ય દશ્ય જોવાં ન જોઇએ જેનાથી મનમાં કામ, ક્રોધ, લોભ, મોહ, અભિમાન દ્વેષ વગેરે વધે. એવાં પુસ્તક કે પત્રો આદિ કદી નહિ વાંચવા જોઇએ જેનાથી બુરા ભાવોની મનમાં જાગ્રતિ થાય. આજકાલના મોટા ભાગના સમાચાર-પત્રોમાં ઘણા ભાગે પરદોષદર્શન, પરનિંદા અને વિષય-લિપ્સાની તરફ મન લગાડનારા લેખ અને ચિત્રો હોય છે. બની શકે તેટલું તેનાથી બચવું જોઇએ. એવા વિચાર કે ભાવોને સાંભળવા અને મનન કરવા ઉચિત નથી. જેનાથી મનમાં કુસંસ્કાર એકઠા થાય, એવાં વચનોને સાંભળવાં બોલવાં પણ તજી દેવાં જોઈએ જેનાથી ઘૃણા, દ્વેષ, વેર કામ, ક્રોધ લોભાદિની ઉત્પત્તિ અને વૃદ્ધિ થતી

હોય, ક્રમમાં ક્રમ પરસ્ત્રી સંગી,પ્રમાદી,અકારણદ્વેષી,સંત સાધુ શાસ્ત્રવિરોધી, ઈશ્વરનું ખંડન કરનાર, દંભી અભિમાની, પરનિંદાપરાયણ, લોભી, અન્યાયકારી તથા પારકાં છિદ્રો ખોળનાર પુરુષોના સંગથી તો સાધકોએ બની શકે તેટલું બચવું જોઈએ.

## પરદોષદર્શન

સાધનમાં એક વિઘ્ન છે પરદોષદર્શન, સાધકે આ વાતથી કાંઈપણ પ્રયોજન નહિ રાખવું જોઈએ કે 'બીજા શું કરે છે!' તેણે તો આત્મશુદ્ધિમાં નિરંતર લાગ્યા રહેવું જોઈએ. સાધકને પોતાની સાધનાના કાર્યથી એટલી ફુરસદ પણ નહિ મળવી જોઈએ જેથી તે બીજાનો એક પણ દોષ જોઇ શકે. જે લોકોને બીજાના દોષ જોવાની આદત પડી જાય છે, તે સાધનપથ પર સ્થિર રહીને આગળ વધી શકતા નથી. સાધકોએ હરિભક્ત શ્રી નારાયણ સ્વામીજીનો આ ઉપદેશ સદા યાદ રાખવો જોઈએ.

તેરે ભાવે જો કરો, ભલો બુરો સંસાર ।
નારાયણ તૂ બૈઠિકે, અપનો ભવન બુહાર ॥

જો દોષ જોઈએ જ નહિ, તો તેની ચર્ચા કરવાની તો કોઈ વાત જ રહેતી નથી. દોષ પોતાના જોવા જોઈએ. અને તેને દૂર કરવાનો બની શકે તેટલો પ્રયત્ન કરવો જોઈએ

## સાંપ્રદાયિકતા

સાધનમાં એક મોટું વિઘ્ન સાંપ્રદાયિકતા છે. તેનાથી બીજાની સારી વાતો પણ પોતાના સંપ્રદાયને અનુકૂળ ન હોવાથી બૂરી જણાવા લાગે છે. તેની એ મતલબ નથી કે સાધક પોતાની ગુરુપરંપરા છોડી દે. અથવા સદ્ગુરુના બતાવેલા સાધનપથપર શ્રદ્ધા વિશ્વાસ રાખીને તે પ્રમાણે ન ચાલે. સદ્ગુરુની આજ્ઞાનુસાર તેમણે બતાવેલા માર્ગપર ચાલવું એ તો સાધકનું અવશ્ય કર્તવ્ય છે. પરન્તુ સંપ્રદાયના આગ્રહવશ બીજાની નિંદા કરવી કે બીજાને હીન સમજવા, બીજાના સાધનમાર્ગ કે ઇશ્વરની કલ્પનામાં દોષ દેખાડવા, તેમનું ખંડન કરવું, કેવળ બાહ્ય આચારોને જ મુખ્ય સમજવા આદિ સાધકને માટે કદી ઉચિત નથી.

## સાધનના સહાયક

વિઘ્નોને સાહસ પૂર્વક હઠાવીને ખૂબ દઢતાથી સાધનમાં લાગ્યા રહેવું જોઇએ. મહર્ષિ પતંજલિએ કહ્યું છે

સ તુ દીર્ઘકાલનૈરન્તર્યસત્કારાસેવિતો દઢભૂમિઃ ।
(યોગ ૦ ૧ । ૧૪)

અભ્યાસ દીર્ઘ કાળસુધી નિરંતર આદરની સાથે કરવામાં આવે છે તો તે દઢ થાય છે તેમાં ત્રણ વાતો

બતાવેલી છે, અભ્યાસ દીર્ઘકાલ સુધી કરવો જોઇએ, અને સત્કારથી બુદ્ધિથી કરવો જોઈએ.

### દીર્ઘકાલ સાધન.

અલ્પ સાધનથી યથાર્થ વસ્તુની પ્રાપ્તિ થતી નથી, જ્યાં સુધી અભીષ્ટ પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી સાધન કરતા જ રહેવું જોઈએ. પ્રાપ્તિ થઇ ગયા પછી પણ સાધન છોડી દેવાની આવશ્યકતા નથી પહેલાં સાધન કરવામાં આવે છે સાધ્ય વસ્તુની પ્રાપ્તિ માટે અને સિદ્ધ થઈ ગયા પછી તે જ સાધન સ્વાભાવિક થઈ જાય છે. જેથી અભીષ્ટ વસ્તુ મળે છે, તેની કૃતજ્ઞતાના કારણથી પણ તેને છોડવાની ઇચ્છા થતી નથી.

જે લોક થોડાક સાધનથીજ બહુ મોટું ફળ ચાહે છે, એવા દિલચોર લોકોને ઘણે ભાગે પરમાર્થની પ્રાપ્તિ થતી નથી આ માર્ગમાં તો નિત્ય નવો ઉત્સાહ અને નિત્ય નવો ઉમંગ જોઇએ. જે આળસુ છે, જરાવારમાં થાકી જાય છે, તે આ પથના પથિક બની શકતા નથી. યથાર્થ સાધક તો બુદ્ધદેવની પેઠે અચળ ભાવ કહે છે.—

ઇહાસને શુષ્યતુ મે શરીરં ત્વગસ્થિમાંસં પ્રલયં ચ યાતુ।
અપ્રાપ્ય બોધં બહુકલ્પદુર્લભં નૈવાસનાત્ કાયમનશ્ચ લિપ્યતે

આ આસનપર મારૂં શરીર સૂકાઇ જાય; માંસ, ચામડી, હાડકાં નાશ પામે, પરન્તુ બહુ કલ્પ દુર્લભ બોધ પ્રાપ્ત કર્યા વિના આ આસનથી કદી ડગીશ નહિ.

એવા સાધક કાળની પરવા કરતા નથી. કેટલો પણું સમય કેમ લાગતો નથી, પણ અભીષ્ટ વસ્તુની પ્રાપ્તિ થવી જોઈએ.

### નિરંતર સાધન

દીર્ઘકાળનો એ અર્થ નથી કે સાધન તો વરસો સુધી કરે પરન્તુ તેનો કોઇ પણ નિયમ જ નહિ. મનમાં આવ્યું, ફુરસદ મળી, કાંઇક કરી લીધું. નહિ તો બે ચાર દિવસ પછી. સાચી અને પૂરી લગની લાગ્યા પછી એમ થઈ જ શકતું નથી.જેને બહુ જ તરસ લાગી હોય, તેને પાણી સિવાય બીજી કોઇ વસ્તુ ગમતી નથી. જ્યાં સુધી તેને પાણી ન મળે, ત્યાં સુધી તે વ્યાકુળ રહે છે અને ક્ષણે ક્ષણે કેવળ પાણીની જ સ્મૃતિ કરે છે, તે જ પ્રમાણે જે પરમાત્મારૂપ સ્વાતિના ટીપાંનો તરસ્યો છે, તે ચાતકરૂપ સાધકને ક્ષણ વાર પણ કળ પડતી નથી. તે તો દિન રાત તે એક જ ભાવમાં મસ્ત રહે છે. તેની બુદ્ધિમાં પોતાનાં સાધન સિવાય અન્ય સર્વ વિષયોમાં ગૌણતા આવી જાય છે.

## સત્કાર અને શ્રદ્ધા

આ પ્રમાણે નિરંતર સાધનમાં લાગેલો સાધક ભારે સત્કારબુદ્ધિથી પોતાનું કાર્ય કરે છે, જે સાધક વેઠમાં પકડેલાની પેઠે સાધન કરે છે અથવા જે બલા ટાળવાના ભાવથી કરે છે, તેની તે સાધનમાં આદર બુદ્ધિ થયા સિવાય સાધનનું પૂરૂં ફળ મળતું નથી. જે લોકોને બતાવવા માટે અથવા કેવળ દિલને ખુશ કરવા માટે સાધન કરે છે તેની પણ ખરી રીતે સાધનમાં શ્રદ્ધા નથી.

શ્રદ્ધાળુ સાધનને જીવનનું મુખ્ય કર્તવ્ય સમજીને કરે છે, તેટલા માટે સાધકે તે જે સાધનમાં લાગેલો હોય, તેમાં પહેલાં પૂર્ણ શ્રદ્ધા કરવી જોઇએ. શ્રદ્ધા વિનાના કોઇ પણ કાર્યની સિદ્ધિ થતી નથી ભગવાન ગીતામાં કહે છે-

અશ્રદ્ધયા હુતં દત્તં તપસ્તપ્તં કૃતં ચ યત્ ।
અસદિત્યુચ્યતે પાર્થ ન ચ તત્પ્રેત્ય નો ઇહ ॥

અશ્રદ્ધાથી કરાયેલો હવન, દાન, તપ કે કોઇપણ કર્મ 'અસત્' કહેવાય છે. તેનાથી આ લોકમાં કે પરલોકમાં કાંઇ લાભ થતો નથી. શ્રદ્ધા એ જ સાધનનું મુખ્ય બળ છે. શ્રદ્ધાહીન સાધકને ડગલે ડગલે સંદેહ અને કુતર્કોના ઢગલાથી ગભરાઇને સાધન છોડી દેવું પડે છે–

## એકાન્ત વાસ.

જ્ઞાનના સાધકને માટે ભગવાને 'વિવિક્તદેશ સેવિત્વમરતિર્જન સંસદિ' કહીને એકાન્ત સેવન કરવું અને મનુષ્ય સમાજથી અનુરાગ હઠાવવાની આજ્ઞા આપી છે. સાધનને પરિપકવ બનાવવા માટે અકાન્તસેવનની અત્યંત આવશ્યકતા પણ છે. પરન્તુ જ્યાં સુધી સાધનમાં પૂરી લગની લાગી ન હોય, ત્યાં સુધી બધાં કામકાજ છોડી દઇ, પોતાના ઉપર કોઈ જવાબદારી ન રાખતાં લાંબા વખત સુધી એકાન્તસેવન કરવું, એ મોટા ભાગના સાધકોને માટે ઘણાભાગે હાનિકર્તા થઇ પડે છે, તેટલા માટે નવા સાધકોએ પરમાત્માનું ધ્યાન કે પ્રાર્થના કરવા માટે પહેલાં ચોવીસ કલાકની દિનરાતમાંથી એક કલાક એકાન્ત સેવન કરવું. એકાન્ત મનમાં પ્રમાદબુદ્ધિ કે આળસ, નિદ્રા ન સતાવે તો ક્રમેકરીને સમય વધારવો જોઇએ. બની શકે તો અઠવાડીયામાં એક દિવસ, મહિનામાં ચાર-પાંચ દિવસ આખા વરસમાં એક મહિનો એવો કાઢવો જોઈએ જે કેવળ પરમાથી સાધન અને ભગવત્ ચર્ચામાંજ વીતે. તેથાં મનને જે સાત્વિક ભોજન મળે છે, તેથી માનસિક સ્વાસ્થ્ય સારૂં રહેવામાં ભારે સહાયતા મળે છે. પરન્તુ અભ્યાસ વિના એકાન્ત-

સેવનમાં પ્રમાદ, આળસ, નિદ્રા, કુપ્રવૃત્તિ આદિ તામસિક દોષોને વશ થવાનો બહુ ભય રહે છે. સાધનનો અભ્યાસ ન થવાથી સમય કાઢવો બહુ કઠિન થઈ પડે છે. અને નકામા રહેવાથી પ્રમાદ, આળસ તેને ફસાવી લે છે. આજ-કાલ ઘણાખરા સાધુ સંન્યાસીમાં ગાંજો, ભાંગ, વગેરે પીવાં, વ્યર્થ ગપ્પા મારવાં, અહીં તહીંની વાતો કરવાની જે પ્રવૃત્તિ જોવામાં આવે છે તેનું મુખ્ય કારણ એ છે કે તેની પાસે સમય ઘણો છે પણ કામ નથી, તેથી કુસંગતિમાં પડીને તે લોકો નાના પ્રકારનાં બુરાં વ્યસનોને વશ થઇ જાય છે. અમીરોના પુત્રો વિશેષે કરીને તેટલા માટે જ બગડે છે, કે તેની પાસે સમય ઘણો રહે છે પરન્તુ કામ હોતું નથી. સમય વીતાડવા માટે તેને વ્યર્થનાં કામો કરવાં પડે છે. નહિ તો શું મનુષ્ય જીવનનો અમૂલ્ય સમય પાનાં ચોપાટ, શેતરંજ રમવામાં, ફોગટનાં ગપ્પાં ઉડાવવામાં, તેતર લડાવવામાં, પરચર્ચા કરવામાં, આખો દિવસ સૂઈ રહેવામાં, પ્રમાદ કરવામાં અને પાપો બાંધવામાં ગુમાવનાર મનુષ્ય થોડાં મળે છે ? તેથી સાધકે એકાન્ત-સેવનની આવશ્યકતા સમજીને તેને ઇશ્વર ચિંતનના અભ્યાસ માટે વધારતા રહી કોઈ ને કોઇ જવાબદારીના કાર્યમાં પોતાને જરૂર લગાડી રાખવો જોઇએ. તે કામ

પરોપકારનું હોય કે ઘરનું હોય, ઇશ્વરાર્પિત–બુદ્ધિથી આસક્તિ છોડી દઇ કરવામાં સર્વે સત્કાર્ય ઇશ્વર ભજનમાં ગણાય છે. કામમાં લાગ્યા રહેવાથી મનને વ્યર્થ-ચિંતન અથવા પ્રમાદને માટે સમય મળશે નહિ જરૂર કામ કરતી વખતે પણ ઇશ્વરચિંતનને છોડી દેવું નહિ જોઇએ. બલ્કે ઇશ્વર ચિંતન કરતા રહીને કામ કરવું જોઇએ. તેથી જ ભગવાને અર્જુનને કહ્યું છે– ' સર્વેષુ કાલેષુ મામનુસ્મર યુદ્ધય ચ' સર્વે સમયમાં મને યાદ કરતો રહે અને યુદ્ધ પણ કર. પોતાની જવાબદારીનાં કર્તવ્ય કર્મને જાણી બૂઝીને છોડે નહિ, પણ તે કરે ભગવાનનું ચિંતન કરતાં કરતાં. પહેલાં ભગવત્ ચિંતન, પછી કર્તવ્ય કર્મ આ પ્રકારે ભગવાનમાં મન લગાડીને ભગવદર્થે કર્મ કરનારાનો ઉદ્ધાર ભગવાન બહુ જ શીઘ્ર કરી દે છે. ભગવાને કહ્યું છે.

તેષામહં સમુદ્ધર્તા મૃત્યુ સંસારસાગરાત્ ।
ભવામિ ન ચિરાત્પાર્થ મય્યાવેશિત ચેતસામ્
( ગીતા ૧૨ । ૭ )

'હે અર્જુન! તે મારામાં ચિત્ત લગાડનારા પ્રેમીઓનો હું બહુ જ જલદીથી આ મૃત્યુરૂપ સંસાર સાગરથી ઉદ્ધાર કરી દઉં છું ' વાસ્તવમાં સાચું એકાન્તસેવન તો

મનનુ એકાન્ત રૂપથી પરમાત્મામાં લાગી જવું એજ છે. આ આન્તરિક એકાન્તસેવનની પ્રાપ્તિને માટે બાહ્ય એકાન્ત સેવનનો અભ્યાસ કરવામાં આવે છે.

## સાધુ વ્યવહાર

સાધકે વ્યવહારમાં સદા-સર્વદા સાધુતા રાખવી જોઈએ. સર્વ પ્રકારનાં દુઃખ-કષ્ટોને શાન્તિ પૂર્વક સહન કરવાં, ક્રોધનો બદલો ક્ષમાથી આપવો, વેરના બદલે પ્રેમ કરવો, શાપને બદલે વરદાન દેવું, બૂરૂં કરનારની સાથે ભલાઈ કરવી, પોતાને સર્વથી નાના સમજવું પોતાનામાં કોઈવાતમાં પણ મોટાપણાનું અભિમાન ન કરવું, કોઈનો દોષ ન જોવો, કોઈની ઘૃણા ન કરવી, કોઈના દોષોની ચર્ચા ન કરવી, પરસ્ત્રી માત્રને ભગવાનનું કે માતાનું સ્વરૂપ સમજવું, આહાર વિહારમાં સંયમ રાખવો, બહુજ થોડું બોલવું, જરૂર સિવાય બોલવું નહિ,સદા સત્ય અને મીઠાં વચન બોલવાં, બની શકે તેટલી સર્વની યથીયોગ્ય સેવા કરવાને માટે તૈયાર રહેવું, પરન્તુ પોતાનામાં સેવક-પણાનું અભિમાન ન રાખવું, પોતે કરેલી સેવાને પરોપકાર ન સમજતાં તેને અવશ્ય કર્તવ્ય સમજવું, પોતાની સેવામાં ખામીઓ જોવી, અને તેને દૂર કરવા

સચેત રહેવું, સેવાને માટે કોઇના ઉપર ઉપકાર ચઢાવવો નહિ, સેવાનો કાંઇપણ બદલો લેવો નહિ, દીનતાનો વ્યવહાર રાખવો, સર્વની સાથે નમ્રતાથી વર્તવું, માતા પિતા, ગુરુ વગેરે પોતાનાથી મોટા લોકોને સેવાથી સંતુષ્ટ રાખવાં, પ્રતિષ્ઠા માનની ઇચ્છાનો વિષની સમાન ત્યાગ કરવો, જ્યાં પ્રતિષ્ઠા કે માન મેળવવાનો સંભવ હોય ત્યાંથી દૂર રહેવું. પોતાની બડાઇ સાંભળવાનો પ્રસંગ જ આવવા દેવો નહિ. ગરીબો ઉપર દયા રાખવી અને તેની સેવાને માટે મોટામાં મોટો ત્યાગ કરવાને તયાર રહેવું. બની શકે ત્યાં સુધી કોઇ પંચાયતોના પ્રપંચમાં પડવું નહિ. સભા-સમિતિઓથી અલગ રહેવું, પરમાર્થમાં અનુપયોગી સાહિત્ય વાંચવું નહિ. વિવાહ અને ઉત્સવ તથા અધિક જનસમુદાયની અંદર બનતાં સુધી બહુ ભેળાવું નહિ. કોઇપણ બીજાના ધર્મની સાથે સરળ વ્યવહાર રાખવો, અને દંભાચારથી બચવાને માટે સદા સાવચેત રહેવું વગેરે માટે સાધુ વ્યવહાર છે. એમાં જે જેટલી ઉન્નતિ કરશે, તે એટલા જ પરમાર્થ સાધનમાં આગળ વધી શકશે.

સાધકોએ આ વાતનું સદા ધ્યાન રાખવું જોઇએ. કે તેના જીવનની ગતિ કઇ બાજુ જઇ રહી છે. જો દૈવી

સંપત્તિની તરફ છે, તો સમજવું કે તેની ઉન્નતિ છે. અને જો આસુરી સંપત્તિ તરફ છે, તે અવનતિ થઇ રહેલ છે. એ જ કસોટી છે. ભક્તિ કે જ્ઞાન કહેવા માત્રનું નથી, એ નિશ્ચય રાખવો જોઇએ. ભક્તિ કે જ્ઞાનના માર્ગ ઉપર જે આગળ વધી રહેલ છે તેનામાં દૈવી* સંપત્તિના ગુણોનો વિકાસ થવો અનિવાર્ય છે.

### પાપોથી સાધવાની.

સાધકોએ છેવટે પાપોથી સદાય સાવધાન રહેવું જોઈએ. પાપબુદ્ધિ જ્યારે મનમાં આવે છે, ત્યારે નાના એવા તરંગની સમાન આવે છે, પરન્તુ જો તેને આશ્રય મળી જાય છે, તો તે જ બહુજ જલદ સમુદ્રની સમાન બનીને મનુષ્યને ડબાડી દે છે. તેટલા માટે જરા જેટલા પણ પાપની કદી ઉપેક્ષા કરવી ન જોઈએ. ગમે તો તે શારીરિક હોય. સાપનું કે સશસ્ત્ર ચોરનું ઘરમાં રહેવું એટલું ઘાતક નથી. જેટલું જરા સરખી પાપબુદ્ધિનું મનમાં રહેવું છે.

---

* દૈવી અને આસુરી સંપત્તિનું વિવેચન શ્રી ગીતાના ૧૬મા અધ્યાયમાં જોવું જોઇએ. બની શકે તો પ્રતિદિન તેનો પાઠ અને મનન કરી પોતાનામાં દૈવી સંપત્તિના ગુણોને વધારવા અને આસુરી સંપત્તિના અવગુણો દૂર કરવાનો પૂરો પ્રયત્ન કરવો જોઇએ

કેટલાક લોકો કહ્યા કરે છે, કે પાપ કરવું એ તો મનુષ્યનો સ્વભાવ છે. અથવા તેના પ્રારબ્ધમાં જ પાપનો યોગ છે, પરન્તુ એ વાત સર્વથા અસત્ય છે, પાપ કરવું એ મનુષ્યનો સ્વભાવ પણ નથી તેમ જ પ્રારબ્ધ વિધાન પણ નથી એ તો પાપ કરનારાની યુક્તિઓ છે. જે પાપમાં રત રહેવા છતાં સ્વભાવ કે પ્રારબ્ધ ઉપર દોષ નાંખીને પોતે નિર્દોષ બનવા ચાહે છે. પણ ખરી રીતે તો તે દુર્બળ હૃદયની કલ્પના માત્ર છે. મનુષ્યનો સ્વભાવ તો પાપોથી બચીને તે સર્વ ઉચ્ચ ભાવોને પોતાની અંદર વિકસિત કરવાનો છે જે તેને પરમ સત્ય વસ્તુની અતિ નિકટ લઈ જનાર છે. પાપ તો વિષય ભોગની આસક્તિને લીધે જ થાય છે. આ આસક્તિનો ત્યાગ કર્યા વિના મનુષ્ય કદાપિ સત્ય વસ્તુને પિછાણી શકતો નથી. વિષયાસક્તિ તો પશુધર્મ છે. મનુષ્યોએ અજ્ઞાનથી તેને પોતાનો સ્વભાવ માનીને પોતાને પરમાર્થથી બહુ જ દૂર હઠાવી દીધેલ છે. તેથી જ આપણને વારંવાર દુઃખોમાં પડવું પડે છે. માટે હૃદયમાંથી ખોળી ખોળીને બૂરી વાસનાઓને કાઢી નાંખવી જોઈએ. જરાક પણ પાપને આશ્રય આપવો એ પોતાને સદાને માટે દુઃખરૂપ નરકમાં નાંખવાની તૈયારી ...ના રૂપ છે. મનુષ્યમાં ભગવાને આપેલી એવી શક્તિ

છે, કે તે ચાહે તો પાપના પરમાણુ માત્રથી બચી રહી શકે છે તેટલા માટે ભગવાને આદેશ કરેલ છે કે હે મનુષ્ય! તું પોતાની જાતને સંભાળીને બધા પાપોના નિવાસસ્થાન દુર્જય કામરૂપ શત્રુનો નાશ કર 'જહિ શત્રું મહાબાહો કામરૂપં દુરાસદમ્' (ગીતા).

## પ્રભુપર વિશ્વાસ.

સાધકને સાધન પથથી ન ડગવા દેવાનો બહુ જ સુંદર ઉપાય 'પ્રભુપર અચળ વિશ્વાસ' છે. જે સાધક પરમાત્માની દયાળુતા, કરુણા, તેનું બિરદ, સુહૃદ્પણું અને પ્રેમનાં તત્ત્વ જાણીને તેનાપર વિશ્વાસ રાખે છે, તે કદી હતાશ થતો નથી. આપણે જે ડગલે ડગલે સાધનથી પડી જઈએ છીએ તેમાં એક મુખ્ય કારણ પ્રભુમાં વિશ્વાસની ખામી જ છે. ભગવાન કહે છે 'જે મને સર્વ પ્રાણીઓના સુહૃદ્ સમજી લે છે, તે પરમ શાન્તિને પામે છે.' 'સુહૃદં સર્વભૂતાનાં જ્ઞાત્વા માં શાન્તિમૃચ્છતિ' (ગીતા ૫,૨૯) વાસ્તવમાં એ બહુજ સારી વાત છે. પરમાત્માને સુહૃદ જાણી લેવા પછી તેના બળ ઉપર, તેના વિશ્વાસ ઉપર મનુષ્ય પોતાને સબળ સમજીને વિષયાસક્તિ અને પાપોને દૂર કરવામાં સર્વથા સમર્થ થઈ જાય છે.

આપણે આપણા નિત્યના સુહૃદ્ પરમાત્માને પીછાણતા નથી, એ આપણું મોટું દુર્ભાગ્ય છે. સાધકને એ નિશ્ચય રાખવો જોઇએ કે પરમાત્મા મારા સર્વથી સાચા સુહૃદ્ છે, નિત્યસંગી છે, મને સદા પાપોથી બચાવે છે મારે તો બસ,તેને શરણ થઈને તેમનું જ ચિંતન કરવું જોઇએ. પછી બધો ભાર તેમના ઉપર જ છે. જે સાધક પરમ વિશ્વાસની સાથે એમ કરી લે છે, તે નિઃસંદેહ સમસ્ત વિઘ્નોને ઓળંગી જઇ પરમાત્માને પામે છે. ભગવાને કહ્યું છે, મારામાં ચિત્ત લગાડનારા મારી કૃપાથી સર્વ પ્રકારનાં સંકટોથી અનાયાસે તરી જાય છે.

મચ્ચિત્તઃ સર્વ દુર્ગાણિ મત્પ્રસાદત્તરિષ્યસિ '

( ગીતા )

### ભગવાની આગળ દીનતા

સાધકોને માટે એક બહુ જ ઉત્તમ ઉપાય છે, પરમેશ્વરની આગળ આર્ત્ત થઇને દીનભાવથી હૃદય ખોલીને રોવું ! આ સાધન એકાંતમાં કરવાનું છે. સહુની સામે કરવાથી લોકોમાં ઉદ્વેગ થવાનો અને સાધનના દંભરૂપમાં પરિણામ આવવાનો સંભવ રહે છે. પ્રાતઃકાળ, સંધ્યાસમય, રાતના, મધ્યરાત્રિપછી કે ઉષઃકાળથાં જ્યારે

સર્વથા એકાંત મળે, ત્યારે આસન પર બેસીને મનમાં એ ભાવના કરવી જોઇએ કે ' ભગવાન અહીં મારી આગળ ઉપસ્થિત છે. મારી પ્રત્યેક વાતને સાંભળી રહેલ છે. અને મને જોઇ પણ રહેલ છે. ' એ વાત સિદ્ધાંતથી પણ સદા સત્ય છે, કે ભગવાન હરેક સમયે હરેક જગાએ આપણાં સર્વ કર્મોને જુએ છે તથા આપણી પ્રત્યેક વાત સાંભળે છે. ભાવના બહુજ દૃઢ થવા પછી ભગવાનનું જે સ્વરૂપ સાકાર રૂપથી સામે દેખાવા લાગે છે. તેમની પ્રેમની બુદ્ધિ થવા પછી તો ભગવત્કૃપાથી ભગવાનનાં સાક્ષાત્ દર્શન પણ થઇ શકે છે. અસ્તુ

નિયમ સમય અને યશ સાધ્ય નિયત સ્થાનમાં પ્રતિદિન નિત્યની પેઠે આસન કે જમીન પર બેસીને ભગવાનને પોતાની સામે ઉપસ્થિત સમજીને આખા દિવસનાં પાપોનું સ્મરણ કરીને તેમની આગળ પોતાના બધા દોષ રાખવા જોઇએ અને મહાન પશ્ચાત્તાપ કરીને આર્ત્તભાવથી ક્ષમા તથા ફરીથી પાપ ન બને, તેને માટે બળની ભિક્ષા માગવી જોઇએ. બની શકે તો ભક્તશ્રેષ્ઠ શ્રી સૂરદાસજીનું આ પદ ગાવું જોઇએ અથવા એ ભાવથી પોતાની ભાષામાં સાચા હૃદયથી નિયમ કરવો જોઇએ.

મો સમ કૌન કુટિલ ખલ કામી ।

જિન તનુ દિયો તાહિ બિસરાયો ઐસો નમકહરામી ॥
ભરિ ભરિ ઉદર વિષયકો ધાયો જૈસે સૂકર ગ્રામી ।
હરિજન છાંડિ હરિ બિમુખનકી નિસદિન કરત ગુલામી ॥
પાપી કૌન બડો જગ મોતેં સબ પતિતનમેં નામી ।
સૂર પતિકો ઠૌર કહાં હૈ સુનિય શ્રીપતિ સ્વામી ॥

હે દીનબન્ધો! આ પાપી આપના ચરણોને છોડીને બીજે ક્યાં જાય? આપ સરખા અનાથનાનાથ સિવાય જગત્‌માં એવું કોણ છે જે મારાપર દયાદષ્ટિ કરે? પ્રભો! મારાં પાપોનો પાર નથી. જ્યારે હું મારાં પાપોની તરફ જોઉં છું, ત્યારે તો મને ભારે નિરાશા થાય છે કરોડો જન્મોમાં પણ ઉદ્ધારનું કોઇપણ સાધન દેખાતું નથી. પરન્તુ જ્યારે આપના બિરદની તરફ ધ્યાન જાય છે ત્યારે તરતજ મનમાં ઠંડક વળે છે. આપના એ વચનનું સ્મરણ થાય છે, જે આપ રણભૂમિમાં પોતાના સખા અને શરણાગત ભક્ત અર્જુનને કહ્યાં હતાં—

અપિ ચેત્સુદુરાચારો ભજતે મામનન્યભાક્ ।
સાધુરેવ સ મંતવ્યઃ સમ્યગ્વ્યવસિતો હિ સઃ ॥

ક્ષિપ્રં ભવતિ ધર્માત્મા શશ્વચ્છાંતિં નિગચ્છતિ ।
કૌન્તેય પ્રતિજાનીહિ ન મે ભક્તઃ પ્રણશ્યતિ ॥
સર્વ ધર્માન્પરિત્યજ્ય મામેકં શરણં વ્રજ ।
અહં ત્વા સર્વપાપેભ્યો મોક્ષયિષ્યામિ મા શુચઃ ॥

અત્યંત પાપી પણ અનન્ય ભાવથી મને નિરંતર ભજે છે તો તેને સાધુ જ માનવો જોઈએ, કેમ કે તેણે અત્યાર પહેલાં કેવળ ભજન કરવાનો જ સારી રીતે નિશ્ચય કરી લીધો છે. તેથી તે શીઘ્રજ ધર્માત્મા બની જાય છે અને સનાતન પરમ શાન્તિને પામે છે. હે અર્જુન! તું નિશ્ચય પૂર્વક સત્ય સમજ કે મારો ભક્ત કદી નાશ પામતો નથી, હે ભાઈ! તું સર્વે ધર્મોને છોડી દઈ કેવળ એક મારે શરણે થઇ જા. હું તને સઘળાં પાપોથી છોડાવી દઈશ તું ચિન્તા ન કર.

કેટલા જોરના શબ્દો છે, આપના સિવાય આટલી ઉદારતા બીજુ કોણ બતાવી શકે છે 'ઐસો કો ઉદાર જગમાંહીં' પરન્તુ પ્રભો! અનન્ય ભાવથી ભજન કરવું અને એક આપના જ શરણે આવવું એ તો હું જાણતો નથી મેં તો અનન્ત જન્મોમાં આજસુધી પોતાનું જીવન વિષયોની ગુલામીમાં જ ગુમાવ્યું છે, મને તો તેજ પ્રિય

લાગે છે. હું આપના ભજનની રીત સમજતો નથી. જરૂર વિષયોના વિષયપ્રહારથી અત્યારે મારો જીવ ગભરાઇ ઉઠયો છે. નાથ! આપ પોતાના બિરદને જોઇને મને પોતાના શરણમાં રાખો અને એવું બળ આપો, જેથી એક ક્ષણને માટે પણ આપના મનમોહન રૂપ અને પાવન નામની વિસ્મૃતિ ન થાય.

હે દીનબન્ધો! દીનોપર દયા કરનારો બીજો કોણ છે?

દીનકો દયાળુ દાનિ દૂસરો ન કોઉ ।
જાસોં દીનતા કહૌં હૌં દેખૌં દીન સોઉ ॥
સુર નર મુનિ અસુર નાગ સાહબ તો ઘનેરે ।
તૌ લૌ જા લૌં રાવરે ન નેકુ નમન ફેરે ॥
ત્રિભુવન તિહું કાલ વિદિત વેદ વદતિ ચારી ।
આદિ અંત મધ્ય રામ સાહબી તિહારી ॥
તોહિ માંગિ માંગનો ન માંગનો કહાયો ।
સુનિ સુભાવ સીલ સુજસ જાચત જન આયો ॥
પાહન પસુ વિટપ વિહગ અપને કરિ લીન્હેં ।
મહારાજ દસરથ કે રંક રાય કીન્હેં ॥
તૂ ગરીબકો નિવાજ! હૌં ગરીબ તેરો ।
બારક કહિયે કૃપાળુ! તુલસીદાસ મેરો ॥

હે તિરસ્કૃત ભિખારીઓના આશ્રયદાતા! બીજું કોણ એવું છે, કે જે દીનોને પોતાની છાતીએ લગાડી પોતાના સમાન બનાવે? જેને આખો સંસાર ઘૃણાની દૃષ્ટિથી જુએ છે, ઘરનાં માણસો પણ તજી દે છે, કોઈ પણ મોઢેથી બોલનાર નથી, જેના આપ થયા છો અને થાઓ છો, તેને તરત ગોદમાં લઈને મસ્તક સૂંઘવા લાગો છો. હૃદયની સાથે લગાડીને તેને અભય કરીવો છો. રાવણના ભયથી વ્યાકુળ વિભિષણને આપે ભારે પ્રેમથી પોતાના ચરણોમાં રાખી લીધો. પાંડવ-રાણી દ્રૌપદીને માટે આપ જ વસ્ત્રાવતાર ધારણ કર્યો, ગજેન્દ્રના પોકારથી આપ પેદલ દોડયા. એવો કોણ પતિત છે. કે જેણે આપનો પોકાર કરવા છતાં આપની દયા દૃષ્ટિથી વંચિત રહ્યો છે? હે અભયદાતા! હું દરેક રીતે આપના શરણે છું, આપનો છું મને અપનાવો પ્રભો!

તૂ દયાળુ, દીન હૌં તૂ દાનિ હૌં ભિખારી ।
હૌં પ્રસિદ્ધ પાતકી, તૂ પાપ-પુંજ હારી ॥
નાથ તૂ, હૌં અનાથકો, અનાથ કૌન મોંસો ।
મો સમાન આરત નહિ આરતિહર તોસો ॥

બ્રહ્મ તૂ, હૌં જીવ, તૂ હૈ ઠાકુર, હૌં ચેરો ।
તાત, માત, ગુરુ સખા તૂ સબ વિધિ હિતુ મેરો ॥
તોહિં મોહિં નાતે અનેક માનિયે જો ભાવે ।
જ્યોં ત્યોં તુલસી કૃપાળુ ચરન-સરન પાવે ॥

હે પતિતપાવન! હે આર્તત્રાણ પરાયણ! હે દયાસિંધુ! સારો નઠારો જે કાંઇ છું, તે આપનો છું, હવે તો આપને શરણે આવી પડયો છું, હે દીનના ધન! હે અધમના આશ્રય! હે ભિખારીના દાતા! મને બીજું કાંઇ નહિ જોઇએ. જ્ઞાન-યોગ, તપ-જપ, ધન-માન, વિદ્યા-બુદ્ધિ, પુત્ર-પરિવાર અને સ્વર્ગ-પાતાળ કોઈ પણ વસ્તુની કે પદની ઇચ્છા નથી. આપનું વૈકુંઠ, આપનું પરમધામ અને આપનું મોક્ષપદ મને નહિ જોઇએ. એક વાતની ઇચ્છા છે, તે એ કે, આપ મને પોતાના ગુલામોમાં ગણી લ્યો, એકવાર કહી દો કે 'તું મારો છે,' પ્રભો! ગોસાંઇજીના શબ્દોમાં હું પણ આપની પાસે આ અભિમાનની ભીખ માગું છું—

અસ અભિમાન જાઈ નહિં ભોરે ।
મૈં સેવક રઘુપતિ પતિ મોરે ॥

બસ, આ જ અભિમાનમાં ડૂબીને જગત્માં નિર્ભય

વિચર્યા કરૂં. અને જ્યાં જાઉં, ત્યાં મારા પ્રભુના કર-કમળ સદા મારા મસ્તકપર દેખું.—

હે સ્વામી અનન્ય અવલંબન! હે મેરે જીવન આધાર ।
તેરી દયા અહેતુકપર નિર્ભય કર આન પડા હૂં દ્વાર ॥
જાઉં કહાં જગતમેં તેરે સિવા ન શરણદ હૈ કોઈ ।
ભટકા પરખચૂકા, સબકો, કુછ મિલા ન અપની પતખોઈ
રખના દૂર રહા કોઈને મુઝસે નજર નહિ જોડી ।
ભલા કિયા, યથાર્થ સમજાયા, સબ મિથ્યા પ્રતીતિ તોડી ॥
હુઆ નિરાશ ઉદાસ, ગયા વિશ્વાસ જગતકે ભોગોંકા ।
પ્રગટ હો ગયા, ભેદ, સભી રમણીય વિષય સુખરોગોંકા ॥
અબ તો નાહીં દીખતા મુઝકો તેરે સિવા સહારા ઔર ।
જલ જહાજકા કૌઆ જૈસે પાતા નહિં દૂસરી ઠૌર ॥
કરૂણાકર! કરૂણા કર સત્વર, અબ તો દે મંદિરપટખોલ ।
બાંકી ઝાંકી નાથ! દિખાકર તનિક સુના દે મીઠે બોલ ॥
ગૂંજ ઉઠે પ્રત્યેક રોમમેં પરમ મધુર વહ દિવ્ય-સ્વર ।
તન પુલકિત હો સુમન-જલજકી ખિલજાયેં સારી કલિયાં ।
ચરણ મૃદુલ બન મધુપ ઉસીમેં કરતે રહેં રંગરલિયાં ।
હો જાઉં ઉન્મત્ત, ભૂલજાઉં તન મનકી સુધિ સારી ।
દેખૂં ફિર કણ-કણમેં તેરી છબિ નવ-નીરદ-ઘનપ્યારી ॥

હે સ્વામિન્ તેરા સેવક બન, તેરે બલ હોઉં બલવાન ।
પાપ તાપ છિપ જાયેં, હો ભયભીત, મુઝે તેરા જન જાન ॥

આ ભાવની પ્રાર્થના પ્રતિદિન કરવાથી બહુ ભારે બળ મળે છે. જ્યારે સાધકના મનમાં એવો દૃઢ નિશ્ચય થઈ જાય છે, કે હું ભગવાનનો દાસ છું. ભગવાન મારા સ્વામી છે. ત્યારે તે નિર્ભય થઈ જાય છે. પછી માયા મોહની અને પાપ-તાપોની કોઇ શક્તિ નથી જે તેની સામે આવી શકે, જો પોલિસનો એક સાધારણ સિપાઇ પણ રાજ્યના સેવકના સંબધે રાજ્યના બળ ઉપર નિર્ભય ફરે છે, અને ગમે તેવા મોટા માણસને પણ ધમકાવે છે તો જેણે અખિલલોકસ્વામી 'કર્તુમકર્તુમન્યથા કર્તું સમર્થઃ' ભગવાનને પોતાના સ્વામી રૂપે મેળવી લીધા તેના બળનો શું પાર છે? એવા ભક્ત પોતે નિર્ભય બની જાય છે, અને જગતના ભયભીત જીવોને પણ નિર્ભય બનાવી દે છે.

## પ્રભુને આત્મસમર્પણ.

સાધકને માટે સર્વથી ઉંચું, સહજમાં જ સિદ્ધિ આપનારૂં સાધન પ્રભુના તરફ આત્મસમર્પણ છે. ભગ-વાનના ચરણોમાં પોતાની જાતને સોંપી દેવી એ જ સર્વ

શાસ્ત્રોનું ગુપ્ત રહસ્ય અને સમસ્ત સાધનોમાં અંતિમ સાધન છે. સર્વ પ્રકારથી જ્ઞાન-વિજ્ઞાન, ભક્તિ-કર્મ આદિનો ઉપદેશ કરી ચૂકયા પછી અંતમાં ભગવાને આ જ ગુપ્ત રહસ્ય પોતાના પ્રિય સખા ભક્તઅર્જુનને બતાવ્યું હતુ. આ જ પરમ સાધનથી મનુષ્ય પોતાના જીવનને ઉચ્ચમાં ઉચ્ચ સ્થિતિપર પહોંચાડી શકે છે.

આ આત્મસમર્પણનો અર્થ કેવળ જીવનના કર્મોનો ત્યાગ, હાથ પગ જોડીને બેસી જવું એમ નથી, કોઈ લોકો ભૂલથી એમ માની લે છે કે 'કરવા-કરાવવા વાળા ભગવાન છે, તેમની જ શક્તિ સર્વની અંદર કામ કરે છે. મારૂં કામ ફક્ત ચૂપ થઈને બેસી જવાનું છે.' પરન્તુ આ ભારે મોટો ભ્રમ છે. એથી આત્માનું અર્પણ થાય છે. આત્માની સાથે જ અહંકાર, મન, બુદ્ધિ, શરીર સર્વે તેમને અર્પણ થઈ જાય છે. એમ થયા પછી સાધકને એ સ્પષ્ટ પ્રતીતિ થવા લાગે છે કે આ શરીર, મન, વાણીથી જે કાંઈ થાય છે, તે વાસ્તવમાં ભગવાન જ કરાવી રહેલ છે. તેના પહેલાં તે એમ જ સમજતો હતો કે 'હું કરી રહેલ છું' હવે સમજે છે કે 'ભગવાન કરી રહેલ છે' પોતાના કર્તાપણાનો સર્વ અહંકાર ભગવાનના અહંકારમાં મળી

જાય છે. કેમ કે મન, બુદ્ધિ તેમને અર્પણ થઈ ચૂકી છે. મન, બુદ્ધિનું બધું સ્વાતંત્ર્ય અહીં લુપ્ત થઇ જાય છે. હવે ભગવાનનો સંકલ્પ એ જ તેનો સંકલ્પ, ભગવાનના વિચાર તે જ તેના વિચાર અને ભગવાનની ક્રિયા એ જ તેની ક્રિયા છે, જો ભગવાન સંકલ્પરહિત, વિચારરહિત અને ક્રિયારહિત છે તો તે પણ એવો જ છે કેમકે સંકલ્પ, વિચાર, અને ક્રિયા થવામાં જે અંતઃકરણની આવશ્યકતા છે, તે મન, બુદ્ધિરૂપ અંતઃકરણ ભગવાનની વસ્તુ બની ગયેલ છે તેના પર તેનો પોતાનો કાંઈ અધિકાર રહેલ નથી. તેટલા માટે એવા સાધકનો સર્વ કાર્યભાર ભગવાન લઈ લે છે તે કહે છે–'જેણે મન, બુદ્ધિ મને અર્પણ કરી દીધી છે, તે નિઃસંદેહ મને પામે છે' 'મય્યર્પિત મનોબુદ્ધિર્મામેવૈષ્યસ્ય સંશયમ્' પરન્તુ તેમાં કર્મ ત્યાગ કરીને નિઃચેષ્ટ થઈ રહેવાનો ઉપદેશ નથી. આ જ મંત્રમાં ભગવાન કહે છે કે 'નિરંતર મારૂં સ્મરણ કર. અને યુદ્ધ પણ કર. 'સર્વેષુ કાલેષુ મામનુસ્મર યુધ્યચ' આ વાતનું સ્મરણ રાખીને યુદ્ધ કર કે આ સર્વે ભગવાનની લીલા છે. સર્વ કાંઇ તે જ કરાવે છે. હું તો તેના હાથની પુતળી માત્ર છું તે યંત્રી છે, હું યંત્ર છું. જ્યાં ઘમાવે છે, ત્યાં

પ્રસન્નતાથી ઘૂમું છું, કદી પણ જરા સરખી આનાકાની કરતો નથી અર્જુને ધર્માધર્મના બધા વિચારોનો ત્યાગ કરીને સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું હતું કે 'મારો સંદેહ જતો રહ્યો, હું હવે તમે જે કાંઈ કહેશો, તે જ કરીશ. 'ગત સંદેહ: કરિષ્યે વચનં તવ'

એવા સાધક કર્મત્યાગ કે સંસારત્યાગની ઈચ્છા અનિચ્છા કરતા નથી. ભગવાનના ખેલનાં રમકડાં બની રહેવામાં જ તે પોતાનું સૌભાગ્ય માને છે કેમ કે આ સમય તેની દૃષ્ટિમાં સંસારનું સ્વરૂપ પહેલાંના જેવું જડ રહેતું નથી, તે સદા સર્વત્ર જુએ છે, કેવળ ચૈતન્યને અને ચૈતન્યની વિચિત્ર લીલાને ને સમસ્ત જગતને હરિનું સ્વરૂપ અને સમસ્ત કર્મોને હરિના ખેલ રૂપે જુએ છે તેથી તે આ ખેલમાં સદા ભળી જઈને હરિરૂપ જગત્‌ની સેવા કર્યા કરે છે. પરન્તુ તેમાં તેનો એ ભાવ કદી રહેતો નથી કે 'હું જગત્‌ની સેવા કરૂં છું,' કેમ કે તેનું તો હવે કોઈ કર્તવ્ય જ રહ્યું નથી. પુતળી કર્તવ્યનું જ્ઞાન રાખતી નથી. તે તો સ્વભાવિક જ માલિકના ઇસારા પ્રમાણે નાચે છે. તેને આ કર્તવ્ય જ્ઞાનની આવશ્યકતા પણ રહેતી નથી. કેમ કે તેનું દોરી સંચાલન કોઇ બીજા સુજ્ઞના હાથમાં છે. એવી અવસ્થામાં સંસારના ભોગોની તો વાતજ શી છે?

તે તો અત્યંત તુચ્છ,અને ગણત્રી વગરના છે. તેના તરફ જોવું પણ તે સાધકની બની જ શકતું નથી. કેમ કે તેતો તેની દૃષ્ટિમાં ભગવાનની લીલા સિવાય કોઇ ખાસ ચીજ જ રહેતી નથી. ઉંચામાં ઉંચા લોક પણ તેમનું લીલાક્ષેત્ર છે તે લોકોને માટે પણ તેનું મન ચલાયમાન થતું નથી તે પોતાને સદાને માટે પ્રભુની લીલાના એક રમકડારૂપ માને છે' સર્વત્ર અબાધિત મનોહર નિત્ય–લીલામાં ભગવાન તેને પોતાના હાથમાં લઈને ગમે ત્યાં રહે પણ તે ખેલાડીના હાથથી અને તેની નજરથી તો તે હઠતો નથી, પછી ખેલની જગ્યાના એક ભાગથી બીજા ભાગમાં જવાની ઇચ્છા–અનિચ્છા તે કેમ કરે? હા, જો પ્રભુ કદી તેને ખેલથી અલગ થવાનું કહે છે, પોતાની નજરથી દૂર કરવા ચાહે છે, તો તે એ વાતનો સ્વીકાર કરતો નથી. તેથી ભાગવતમાં ભગવાને કહ્યું છે, કે 'મારો ભક્ત મારી સેવાને છોડીને મુક્તિનો પણ સ્વીકાર કરતો નથી' 'દીયમાનં ન ગૃહ્ણન્તિ વિના મત્સેવનં જનાઃ'

એવો ભક્ત જગત્‌માં સર્વ કર્મો કરવા છતાં તે કાંઇ કરતો નથી. તેનું સેવાકાર્ય, તેની વેપાર–પ્રવૃત્તિ, તેની રણશૂરતા અને તેનું જ્ઞાન–વિતરણ સર્વ કાંઇ પરમાત્મા-

ની લીલાનું અંગ હોય છે. તે આ લીલા—અભિનયના એક આજ્ઞાકારી ચતુર પાત્ર થઈને રહે છે. તેની ક્રિયા અને કર્મવાસના અહંકારપ્રેરિત ન હોતાં પ્રભુપ્રેરિત થયા કરે છે. એવા દિવ્ય લીલા—કર્મી ભક્ત શુભાશુભ ફળરૂપ કર્મ—બંધનથી સદાય મુક્ત રહે છે. ભગવાનની પ્રાપ્તિ તો તેને નિત્ય રહે છે જ કેમ કે તેના જીવનનો દોર પણ ભગવાનના હાથમાં રહે છે. મોક્ષ તો દાસત્વને માટે તેના ચરણો તરફ તાકી રહે છે. કોઈ—કોઈવાર તો હઠથી ચરણોને વળગી પડે છે. એક રસિલા ભક્ત કવિએ સુંદર કહ્યું છે—

> ધનઃ કામોઽસ્માકં—તવ તુ ભજનેઽન્યત્રન રુચિ—
> સ્તવૈવાંઘ્રિદ્વંદ્વે નતિપુ રતિરસ્માકમતુલા ।
> સકામે નિષ્કામા સપદિ તુ સકામા પદગતા
> સકામાસ્માન્મુક્તિર્ભજતિ મહિમાયં તવ હરે ॥

હે હરે! અમારી તો તમારા ભજનમાં જ ગાઢ રુચિ છે. અન્ય કોઈ પણ પદાર્થમાં નથી. તમારા જ ચરણ યુગલોમાં પડયા રહેવામાં અમારો અતુલ પ્રેમ છે. હે ભગવન્! તમારો કોઈ એવો અપાર મહિમા છે, કે તે બિચારી મુક્તિ (મોક્ષ) જ્યારે સકામ વિષયકામી લોકોને નાપસંદ કરી નાખે છે, ત્યારે તે જ વખતે પોતાને નિરા-

શ્રિત સમજીને ભારે ઉત્સુકતાથી અમો ભક્તોના ચરણોને વળગી જઇ અમારી ચરણસેવા કરવા લાગે છે.

ચરણ સેવિકા બનવા છતાં એવા ભક્ત તે મુક્તિની ચુંગાલમાં ફસવા ઇચ્છતા નથી. આ જાતના ઉંચા સાધકોની બધી જવાબદારી સ્વભાવત: ભગવાનના ઉપર જ રહે છે. ભગવાને અર્જુનની આગળ પ્રતિજ્ઞા કરીને કહ્યું છે, 'હું તને મુક્ત કરી દઇશ, તારે કોઇ ચિંતા નથી' 'અહમ્ ત્વા મોક્ષયિષ્યામિ મા શુચ:' અમે ભારે મંદબુદ્ધિ મનુષ્ય છીએ, અવિશ્વાસુ અને અશ્રદ્ધાળુ છીએ, વિવિધ પ્રલોભનમાં પડીને વ્યર્થ મનોરથ થતા રહેવાથી અમારૂં મન સંદેહથી ભરાઇ ગયું છે. ભોગ–સુખોની તુચ્છ સ્પૃહા અને ધર્મ–કર્માદિના સાધનોથી આ સુખોને પ્રાપ્ત કરવાનો ઉપાય બતાવનારી પુષ્પિતા વાણીએ અમને મોહિત કરી દીધા છે તેથી અમે ભગવાનની આ પ્રેમપૂરિત મહાન્ પ્રતિજ્ઞાવાણી પર પરમ વિશ્વાસ રાખીને અનન્ય ભાવથી તેમનું શરણ લેતા નથી. તેથી વારંવાર એક કષ્ટથી બીજા કષ્ટમાં પડતા રહી સંકટમય અશાન્ત જીવન વિતાવી રહ્યા છીએ. પથભ્રષ્ટ પથિકની પેઠે શ્રાન્ત–કલાંત થઇને કિંકર્તવ્યમૂઢ થઇ રહ્યા છીએ. વાસ્તવમાં આ અમારી ભારે દયાજનક દશા છે. આ સ્થિતિથી છૂટકારો મેળવવા

માટે અમારે પોતાની દૃઢ સંકલ્પશક્તિ વડે ભગવાનને આત્મસમર્પણ કરવાનો અભ્યાસ કરવો જોઈએ. પોતાનાં પ્રત્યેક કર્તવ્યના મૂળમાં ભગવત્ પ્રેરણા સમજવી, પ્રત્યેક સુખ દુઃખને ભગવાનનું દયાપૂર્ણ વિધાન સમજીને તેમાં સંતુષ્ટ રહેવું. તથા નિરંતર તેમનું સ્મરણ કરતા રહી પ્રત્યેક કર્મ કોઈ ઇચ્છા–અભિલાષા વિના યંત્રવત્ કરતા રહેવાનો અભ્યાસ કરવો જોઈએ.

પરન્તુ કેવળ મુખથી જ 'હું તમારે શરણે છું' 'હું તો તમને આત્મસમર્પણ કરી ચૂકયો છું'. વગેરે શબ્દો કહી દેવા માત્રથી કાંઈ પણ થતું નથી. પોતાનું માનેલું સર્વસ્વ તેમને અર્પણ કરી દેવું જોઇએ. અહંકાર, મન, બુદ્ધિ, શરીરના પ્રત્યેક સંકલ્પ, પ્રત્યેક ચિંતન, પ્રત્યેક વિચાર, પ્રત્યેક કામના અને પ્રત્યેક કર્મ સર્વ કાંઈ તેમને અર્પણ કરી દેવું જોઈએ ભોગોની તરફ દોડતાં મન અને ઈંદ્રિયોને પાછાં વાળીને તેમની ગતિ સર્વથા ભગવાનની તરફ કરી દેવી પડશે. એમાં કાંઈ સંદેહ નથી, કે એકવાર ભગવાનું શરણ ગ્રહણ કરવા પછી મનુષ્ય સમસ્ત ભયથી છૂટી જાય છે. આદિકવિ મહર્ષિ વાલ્મીકિની કવિતામાં ભગવાન્ શ્રીરામનાં આ વચનો સર્વથા સત્ય છે—

સકૃદેવ પ્રપન્નાય તવાસ્મીતિ ચ યાચતે ।
અભયં સર્વ ભૂતેભ્યો દદામ્યેતદ્ વ્રતં મમ ॥
(વા. રા. ૬ । ૧૮ । ૩૩)

'જે કોઈ પ્રાણી એકવાર પણ મારે શરણે થઈને એમ કહે છે કે 'હું તમારો છું' તો હું તેને અભય કરી દઉં છું. આ મારી પ્રતિજ્ઞા છે.'

ભગવાનના આ વ્રતમાં કોઈ સંદેહ નથી. એક વાર ભગવાનની તરફ આત્મ–સમર્પણ થઈ ગયા પછી જીવ સદાને માટે અવશ્ય જ નિર્ભય થઈ જાય છે. વાસ્તવમાં આત્મસમર્પણ એક જ વાર થાય છે. સમર્પણનો અર્થ દાન છે. દાન અને ગ્રહણ એક જ કાળમાં એક જ વાર થયા કરે છે, જ્યાં એકવાર થઈ ગયું તે સદાને માટે જ થઈ ગયું. પરંતુ આપણે એકવાર તેમને આત્મસમર્પણ કરીએ છીએ જ ક્યાં? આત્મ–સમર્પણ કે શરણનું નામ જાણીએ છીએ, અર્થ જાણતા નથી. અમારૂં જ્ઞાન, ધ્યાન ભજન કાં તો લોક દેખાવનું થાય છે અથવા તો ભોગોને માટે (સકામ) થાય છે. આપણા મનની વૃત્તિઓ તો જેમ નદીઓ સમુદ્રમાં જઈને મળે છે તેમ સદા સંસારસાગરમાં જઈને પડતી રહે છે. એવી અવસ્થામાં આપણે નિર્ભય કેવી રીતે

થઈ શકીએ. અંતર્યામી ભગવાન કાંઈ બનાવટી વાતોમાં ફસાય? સાચું કહીએ તો આપણે જાત–જાતના ભયમાં ફસાએલા છીએ. પુત્રના મરણનો ભય છે, ધન જવાનો ભય છે કીર્તિના નાશનો ભય છે. જૂઠી આબરૂનો ભય છે, શરીરનાશનો ભય છે, ઘર–સમાજ નાશ થવાનો ભય છે. એક ભય હોય તો બતાવી શકાય પણ આપણે પોતાની ચારે તરફ ભયનું દળ એકઠું કરી રાખ્યું છે તેથી આપણે આજ તમાકુ સરખી તુચ્છ ચીજ છોડવામાં પણ સ્વાસ્થ્યનાશનો ભય રહે છે સર્વથા હાનિકારક રૂઢી તોડવામાં પણ લોકલાજ અને સમાજનો ભય લાગે છે. સાચી વાત કરવામાં પણ રાજ્યનો ભય રહે છે' આ સર્વ ભયોને લીધે આપણે નાના પ્રકારનાં પાપોમાં રમ્યા કરીએ છીએ. આ જ આસુરીભાવ છે. જ્યાં સુધી આ આસુરીભાવોમાં ફસાઇ રહીને પાપ એકઠું કરીએ છીએ ત્યાં સુધી ભગવાનને શરણે કેમ થઈ શકાય! ભગવાને તો સ્વયં કહ્યું છે–

ન માં દુષ્કૃતિનો મૂઢાઃ પ્રપદ્યન્તે નરાધમાઃ ।
માયયાપહૃતજ્ઞાના આસુરં ભાવ માશ્રિતાઃ ॥
(ગીતા ૭ । ૧૫)

'માયાએ જેનું જ્ઞાન હરણ કરી લીધું છે, એવા પાપી, આસુરી સ્વભાવનાં નરાધમ મનુષ્ય મારે–ભગવાનને શરણે આવી શકતાં નથી.'

આ સર્વે ભયોના દળનું દલન કરીને સર્વને પગ તળે કચરીને દૃઢ અને અવિરામ ગતિથી આગળ વધવું પડશે, ત્યારે આપણે નિર્ભય શરણપદના અધિકારી થઈશું.

## એક દૃષ્ટાંત.

કેટલાક લોકો પરદેશમાં દુઃખી થઈને પોતાને ઘેર જવા ચાહતા હતા. તેનું ઘર હિમાલયની તળેટીમાં ઉત્તર તરફ હતું, પરન્તુ તેમણે એ વાતને ભૂલી જઈને દક્ષિણ તરફ ચાલવાનું શરૂ કરી દીધું. ઘેર જવાની લગન બહુ જ જોરની હતી. તેટલા માટે તેઓ તે ઉલટા માર્ગપર ખૂબ દોડવા લાગ્યા. તેમના બેચાર સાથી જેમને સાચા માર્ગનું જ્ઞાન હતું, તેઓ ઉત્તર તરફ જતા હતા રસ્તામાં તેમની પરસ્પર ભેટ થઈ ગઇ! સાચા રસ્તે સીધા ઘર તરફ જનારા લોકોએ ઉલટા રસ્તે જનારા લોકોને પૂછ્યુ 'ભાઇ તમે સર્વે કયાં જાઓ છો' તેમાંના કોઇએ કહ્યું 'અમે અમારે ઘેર જઈએ છીએ. તેમના દેશના અને એક જ ગામના તે લોકો હતા. તેમણે કહ્યું 'ભાઈ ઘરનો રસ્તો તો અમે

જે રસ્તે જઈએ છીએ તે જ છે: તમો તો સર્વે ઉલટે રસ્તે દોડીને ઘરથી વધારે દૂર જઈ રહેલ છો. બહુ દૂર નીકળી જશો, તો પાછા ફરવામાં ઘણી તકલીફ પડશે. આ રસ્તામાં કોઈ ઠેકાણે તમને વિશ્રામ કરવાની જગા મળશે નહિ. વૃક્ષની શીતળ છાયા કે શાન્તિ આપનાર ઠંડું પાણી તો આ તરફ છે જ નહિ. ભારે જોરથી લૂ ચાલી રહી છે. આખું શરીર અટકી જશે, થાકીને હેરાન થઈ જશો તરસને માટે પ્રાણ તલખવા છતાં પણ કોઇ ઠેકાણે સરોવરનું દર્શન થશે નહિ. તેટલા માટે આ દુ:ખદાયી વિપરીત માર્ગને છોડીને અમારી સાથે સીધે રસ્તે ચાલો, વિપરીત માર્ગે જનારાઓમાંના ઘણાએ તો એ વાતને સાંભળવા પણ ઈચ્છા ન બતાવી. તેની સમજમાં તો આ વાતો સાંભળવામાં વખત જશે અને સુખરૂપ ઘેર પહોંચવામાં મોડું થશે, એમ લાગ્યું. કેટલાકે વાત તો સાંભળી પરન્તુ વિચાર કરતાં તેમને આ વાતમાં કાંઈ સાર દેખાયો નહિ. તેઓ પણ ચાલતા થયા. કેટલાક લોકો ઉભા રહી વિચાર કરવા લાગ્યા. તેમણે સીધા રસ્તા તરફ ફરીને જોયું, થોડીવાર ત્યાં જ ઉભા રહ્યા, સાથે ચાલવાની ઈચ્છા પણ થઈ, તેમને પોતાનો રસ્તો ઉલટો છે એમ ખાત્રી થઇ. પરન્તુ તેઓ મોહવશ જૂના

સાથીઓનો સાથ છોડી શક્યા નહિ. તેથી પોતા માર્ગમાં શંકાશીલ હોવા છતાં તે ઉલટા માર્ગેજ ચાલવા લાગ્યા. આ લોકોમાંથી કેટલાક તો આગળ જઇને અટકી ગયા. અને ખૂબ વિચાર કરીને પાછા ફરી ગયા અને કેટલાક પોતાના જૂના મિત્રોના મતમાં મળી જઈ તે જ ઉલટા માર્ગે ચાલતા થયા, કોઇ થોડા જ એવા નીકળ્યા કે જે તેમની વાતો સાંભળતાં જ સાવધાન થઈ ને એકદમ પાછા ફર્યા અને થોડા વખતમાં જ સુંદર સ્વચ્છ અને પ્રકાશમય રસ્તો અને સામે જ પોતાનું ઘર જોઈ પરમ સુખી થઈ ગયા. પછી પાછળની બાજુએ જોવાની પણ તેમને ઇચ્છા થઈ નહિ. જુના સાથીઓએ બૂમો પાડીને પાછા ફરવાનું કહ્યું પરન્તુ તેમના તરફ મોઢું ફેરવ્યા સિવાય જ તેમને કહી દીધું કે 'ભાઈ અમે આ સુખરૂપ માર્ગથી પાછા ફરી શકતા નથી. રસ્તા પર આવતાં જ અમને અમારૂં ઘર સામે દેખાવા લાગ્યું છે. ઘરની પ્રીતિ હવે તો અમને પાછા ફરવા દેતી નથી.' તેઓ પાછા ફર્યા નહિ. અને દુઃખ તથા મુશ્કેલીઓથી છૂટીને તરત પોતાને ઘેર પહોંચીને સદાને માટે સુખી થઈ ગયા.

આ પ્રમાણે આ સંસારમાં પણ ચાર પ્રકારનાં મનુષ્ય છે—પામર. વિષયી, મુમુક્ષુ અને મુક્ત, પરમ અને નિત્ય

સુખરૂપ પરમાત્માની ખોળ સર્વ કરે છે,સર્વે સુખની શોધમાં દોડે છે, પરન્તુ મોટા ભાગના મનુષ્ય પથભ્રષ્ટ થઈ ને વિપરીત માર્ગેજ ચાલે છે, તેથી તેનેસુખને બદલે વારંવાર દુઃખ-કષ્ટોના શિકાર બનવું પડે છે. કોઈ ઠેકાણે શન્તિ–સુખનું દર્શન થતું નથી. એમાના જે લોક સન્માર્ગપર ચાલનારા સદાચારી સંત–મહાત્માઓની વાણીને સાંભળવી જ વ્યર્થ સમજે છે, ચોવીસે કલાક 'હાય ધન, હાય પુત્ર, હાય સુખ, હાય ભોગ, હાય કીર્તિ' વગેરે માટે તલસતા રહી ભટકે છે, કયાં જાય છે, તેનો તેને પોતાને પણ કાંઇ પત્તો નથી.તો પણ અંધની પેઠે ચાલ્યા જ કરે છે. એ તો પામર મનુષ્ય છે. બીજો જે વિષયી પુરુષ છે, તે કદી કદી પ્રસંગવશાત્ અકારણ કૃપાળુ સંતમહાત્માઓ પાસેથી કાંઈ પરમાર્થની વાતો સાંભળી તો લે છે, પરન્તુ તેમાં તે લોકોને કાંઇ સાર દેખાતો નથી. ત્રીજો મુમુક્ષુ છે, પરન્તુ તેમાં ખાસ કરીને બે શ્રેણીઓ છે. મંદ અને તીવ્ર. જે મંદ મુમુક્ષુ છે, તે સત્સંગમાં પરમાર્થની વાતો મન લગાડીને સાંભળે છે, સન્માર્ગે ચાલીને ભગવત્પ્રાપ્તિની ઇચ્છા પણ કરે છે, માર્ગની તરફ થોડો વખત મોઢું ફેરવીને એટલે કે સંસારના બાહ્ય ભોગોથી મનની ગતિને ક્ષણને માટે રોકી લઈ ઈશ્વરની તરફ લગાડવા પણ ચાહે છે પરન્ત --

વિષયી પુરુષોના સંગથી પાછો મોહમાં પડીને પોતાની જૂની ચાલ છોડી શકતો નથી. અને વિષયોમાં જ દોડવા લાગે છે. પરંતુ જે તીવ્ર મુમુક્ષુ હોય છે, તે એકદમ મનની ગતિને સર્વથા ઇશ્વરોન્મુખી કરી દે છે. આ બાજુ એકવાર દૃઢ નિશ્ચયપૂર્વક પૂર્ણરૂપથી લાગી ગયા પછી ભગવાનની સન્મુખ થઇ ગયા પછી મનુષ્યને કોઇ વિલક્ષણ જ આનંદ મળવા લાગે છે, પરમાત્મારૂપ પરમાનંદનું નિત્ય સ્થાન તેને અત્યંત સમીપ પોતાની અંદર બહાર સર્વ જગાએ દેખાવા લાગે છે, તે પછી કોઈ રીતે પણ સંસારના બાહ્યરૂપની તરફ મન લગાડી શકતો નથી એને જ પરમાત્માની સન્મુખ થવું કહે છે આપણે લોકો બાહ્યભાવને—મુખના શબ્દોને જ આત્મસમર્પણ સમજીને શાસ્ત્રવચનોપર સંદેહ કરવા લાગીએ છીએ અને વિચારીએ છીએ કે 'અમે તો કોઈ વખતે એકવાર ભગવાનના શરણાગત થઈ ગયા હતા, આત્મસમર્પણ કરી દીધું હતું, પરન્તુ હજી સુધી અમારો ઉદ્ધાર થયો નહિ, તેથી સંભવ છે કે વાલ્મીકિ રામાયણનો આ શ્લોક પ્રક્ષિપ્ત હોય કે કેવળ રોચક વાક્ય પણ હોય? પરન્તુ એ વિચારતા નથી, કે એકવાર પૂર્ણ આત્મસમર્પણ થઇ ગયા પછી કોઈ પ્રકારનો ભય કે પોતાના ઉદ્ધારની ચિંતા જ કેવી રીતે

થઈ શકે? ભગવાનનેઆત્મસમર્પણ કરનારને કોનો ભય અને તેનો કેવો ઉદ્ધાર? જો ભય કે ઉદ્ધારની ચિંતા છે, તો આત્મસમર્પણજ ક્યાં થયું? દોષ ભરેલા છે આપણી અંદર,જોઈએ છીએ આપણેરાત-દિન જગતના ભોગ સુખ અને તૃપ્તિની અસંખ્ય બાહ્ય વસ્તુઓ, સુખ છે તેનામાં અને સંદેહ કરે છે ભગવાન્ અને ભક્ત શિરોમણિ ઋષિઓન અનુભવનાં વાક્યોપર! કેવી વિચારોની વિડમ્બના છે!

આત્મસમર્પણને માટે પોતાને દુષ્કૃત-પાપથ બચાવીને આસુરી ભાવનો આશ્રય છોડી દઈ મારાવરે કરાયેલ જ્ઞાનને સત્કર્મ અને ઉપાસનાથી પુનઃ મેળવવુ પડશે. અને તે જ્ઞાન વડે પરમાત્માના સ્વરૂપને નિશ્ચલ એક નિશ્ચયથી પોતાનું જીવન તેનેઅર્પણ કરી દેવું પડશે. એ જ એકવાર ભગવાનની સન્મુખ થવું કહેવાય છે, ભગવાનની સન્મુખ થતાં જ તત્કાળ સર્વે પાપપુંજ ભસ્મ થઈ જાય છે, અને તે મનુષ્ય તેજ શાશ્વતી શાન્તિરૂપ પરમપદને પામે છે. જ્યાંથી ફરી કદી તેનું સ્ખલન થતું નથી. પાપોને છોડવાની એ મતલબ નથી કે બધા પાપોનું ફળ ભોગવી લીધા પછી હું ભગવાનનું શરણ લઈશ. તેનો અર્થ એ જ છે કે અત્યારથી જ પાપોને છોડી દઈ પોતાનું અવશેષ જીવન ભગવાનને એક નિશ્ચયથી અર્પણ કરી દેવું

જોઈએ પછી તો ભગવાન પોતે જ સંભાળ લે છે. ભગવાને સ્વયં કહેલ છે—

> અપિ ચેત્સુદુરાચારો ભજતે મામનન્યભાક્ ।
> સાધુરેવ સ મંતવ્યઃ સમ્યગ્વ્યવસિતો હિ સઃ ॥
> ક્ષિપ્રં ભવતિ ધર્માત્મા શશ્વચ્છાંતિં નિગચ્છતિ ।
> કૌન્તેય પ્રતિજાનીહિ ન મે ભક્ત પ્રણશ્યતિ ॥
> (ગીતા ૯ ।૩૦-૩૧

અત્યંત દુરાચારી પણ જો અનન્યભાવથી મને ભજે છે, તો તેને સાધુ માનવો જોઈએ. કેમ કે તેણે ભવિષ્યને માટે કેવળ મને જ ભજવાનો નિશ્ચય કરી લીધો છે. તેને કેવળ સાધુ માનવો જ નહિ જોઈએ, તે વાસ્તવમાં બહુ જલદીથી ધર્માત્મા બની જાય છે અને તે નિત્ય-પરમ શાંન્તિને પામે છે. હું આ સત્ય વિશ્વાસ આપું છું, કે મારા ભક્તનો કદી નાશ થતો નથી.

ભગવાનના આ ભારે ભરોસાનો વિશ્વાસ કરીને નિત્ય પોતાની અત્યંત સમીપમાં રહેનારા, પોતાની અંદર જ વસનારા તે પરમાત્માને જ્ઞાનદ્વારા જાણીને તેનું શરણ ગ્રહણ કરવું જોઈએ. અશ્રદ્ધા, આળસ, નિરુદ્યમ, ભય, સંશય, જડતા, અવિશ્વાસ આદિ દોષોને સર્વરીતે તિલાંજલિ દઈને ભારે ઉત્સાહથી ભગવાનની વિશ્વલીલામાં રમકડાં

બનવાની ભાવના કરીને અગ્રેસર થવું જોઈએ. ભગવાનના દિવ્ય મંદિરનાં દ્વાર સર્વને માટે સદા સર્વદા ખુલ્લાં છે. જે તેને ચાહશે તે તેને જ મળશે. જે તેનાથી પ્રેમ કરશે, તેના તરફ પ્રેમ કરશે. અવશ્ય જ્ઞાનવિના તેમના ત્રિગુણાતીત સ્વરૂપનો પત્તો નહિ લાગે. અને તેમના તે સત્વગુણથી પણ ઉંચે અતિ વિલક્ષણ અનિર્વચનીય સ્વરૂપનો પત્તો લાગ્યા વિના યથાર્થ આત્મસમર્પણ પણ થઈ શકતું નથી. પરન્તુ કેવળ શુષ્ક જ્ઞાનથી પણ ત્યાં સુધી પહોંચવામાં મોટી–મોટી હરકતો છે. જ્ઞાનની સાથે પ્રેમામૃતની રસધારા અવશ્ય જ વહેતી રહેવી જોઈએ. પ્રેમવિના–પરાભકિત વિના કેવળ બ્રહ્મભૂત થવાથી જ ભગવાનના યથાર્થ સ્વરૂપનું તત્વતઃ જ્ઞાન થતું નથી.

બ્રહ્મભૂતઃ પ્રસન્નાત્મા ન શોચતિ ન કાંક્ષતિ।
સમઃ સર્વેષુ ભૂતેષુ મદ્ભકિતં લભતે પરામ્ ॥
ભકત્યા મામભિજાનાતિ યાવાન્યશ્ચાસ્મિ તત્વતઃ।
તતો મામ્ તત્ત્વતો જ્ઞાત્વા વિશતે તદનંતરમ્॥
( ગીતા ૧૮ । ૫૪. ૫૫ )

બ્રહ્મભૂત થવાથી પ્રસન્ન ચિત્તવાળો પુરુષ કોઇ વસ્તુને માટે શોક કરતો નથી, તેમ કોઈ વસ્તુની ઈચ્છા પણ કરતો નથી. ત્યારે સર્વભૂતોમાં સમભાવથી રહેલો તે પુરુષ મારી (પરમાત્માની) 'પરાભકિત' ને પામે છે. એ પરાભકિત દ્વારા મને (પરમાત્મા) ને તત્વથી સારી રીતે

જાણે છે આ પ્રકારે તું જે અને જેટલા પ્રભાવવાળો છે. તે મને ભકિતદ્વારા તત્વથી જાણીને તુરત મારામાં પ્રવેશ કરી જાય છે.

તેથી પ્રેમથી ભગવાનનું સ્મરણ કરતા રહી તેમને આત્મસમર્પણ કરવાની ભાવનાને પ્રબળ ઇચ્છા શકિત વડે દિવસે દિવસે વધારવી જોઇએ. આત્મસમર્પણની ઇચ્છા જેમ જેમ બળવાન થશે, તેમ તેમ પરમાત્માના દરબારના દરવાજા આપો-આપ ખુલતા રહેશે અને અંતમાં હૃદયસ્થિત શ્રી વિષ્ણુના ચરણથી ભવ ભય નાશિની અલૌકિક સુધા-ધારા ઉત્પન્ન થઈને જ્ઞાન, વૈરાગ્ય અને પ્રેમરૂપ ત્રિવિધ ધારામાં પરિણામ પામીને સમસ્ત મન પ્રાણને ભગવદ્રૂપના પ્રવાહમાં વહેડાવશે. પછી જગતનું રૂપ તરત જ બદલાઈ જશે પછી આપણને દેખાશે સર્વસ્વ હરિનું સ્વરૂપ, અને દેખાશે સર્વત્ર હરિ, હરિની નિત્ય લીલા અને તે લીલામાં પણ કેવળ હરિજ—'મયિ સર્વમિદં પ્રોતં સૂત્રે મણિગણા ઇવ!

એ જ મુકિતનું સ્વરૂપ છે, એ જ સાધનનો અંત છે, એ જ પરમ ગતિ છે તેને જ જાણનારા સમજનારા આત્મારામ ભકત બહુ જ દુર્લભ છે—' વાસુદેવઃ સર્વમિતિ સ મહાત્મા સુદુર્લભઃ ।' ઇતિ.

સમાપ્ત.